મૂર્ચ્છાં થાય છે અને કેટલાક પ્રભુની કૃપાથી તેમની નિકટ જાય છે. અહિંઆં શ્રીનાથજી શ્રીહસ્તથી ભક્તને રસદાન માટે શબ્દદ્વારા આહ્‌વાન કરે છે. માટે તે શબ્દાત્મક ભગવાન્ પણ છે. શ્રીનાથજીના શ્રીઅંગમાં કમલની માલા છે. આ માળાનું સ્વરૂપ શ્રીવેણુગીતના 'चूतप्रवाल' વાળા શ્લોકમાં (શ્લો. ૮ માં) કહેલ છે. ત્યાં પ્રભુના કર્ણમાં આમ્રપ્રવાલ, શ્રીમસ્તકમાં મયૂર પિચ્છ, અને કણ્ઠમાં ઉત્પલ કમળની માળા બિરાજે છે, એમ કહે છે.

ગોપાલતાપિનીયની कण्ठं तु निर्गुणं એ શ્રુતિમાં આ માળાને યોગમાયા કહે છે. યોગમાયા એ દૈવીમાયા અન્તરંગરૂપ છે. તેથી તે ભક્ત અને ભગવાન્‌ને યોગ કરાવે છે. ભગવાન્ અને ભક્તને તે સંયોગ સધાવનાર હોવાથી તે કીર્તિમયી પણ કહેવાય છે. આથી बर्हापीडम् नटवरवपुः એ શ્લોકનાં શ્રી સુબોધિનીજીમાં આ વનમાલાને કીર્તિરૂપી પણ કહી છે. આ શ્લોક પર્યન્ત શબ્દાત્મક ભગવાનનું વર્ણન છે. અર્થપક્ષમાં રસરૂપ વિભાવો અપેક્ષા છે. તેમાં धन्या:स्म मूढमतयो એ શ્લોકમાં ઐશ્વર્યાદિ ધર્મોનું નિરૂપણ પછીના શ્લોકમાં શ્રીવેણુગીતમાં દેવાંગનાઓ પ્રભુની વેણુનો નાદ શ્રવણ કરતાં મૂર્ચ્છા થઈ તે જણાવ્યું છે. ત્યારપછી गावश्च कृष्णमुखनिर्गत એ શ્લોકમાં ગાયોની દશા વર્ણવી છે ત્યાં જે ગાયોનું સ્વરૂપ છે તે અહિંઆં છે. प्रायो बताम्ब વાળા પછીના શ્લોકમાં શુક અને મયુરની પ્રભુના વેણુનાદથી થયેલી દશાનું વર્ણન કર્યું છે. તે ભાવ પ્રકટ કરવા અહિંઆં પીઠિકામાં શુક અને મયુર છે. नद्यस्तदा એ શ્લોકમાં નદીઓ વગેરેની વેણુનાદથી જે દશા તે જણાવી છે. અહિંઆં તેનું

સૂચન કરવાને શ્રીયમુનાજી સ્વરૂપ છે. એ પછીના શ્લોકમાં મેઘે ભગવાન્ ઉપર છત્ર ધારણ કર્યું છે અને તેનો અર્થ અહિંઆં કંદરા દ્વારા જણાયો છે, **पूर्णाः पुलिन्द्य** એ પછીના શ્લોકમાં પુલિન્દીની દશાનું વર્ણન કર્યું છે. અહિંઆં તે અર્થના સૂચક તરીકે ત્રણ ભક્તો છે. **हन्तायमद्रि** એ શ્લોકમાં હરિદાસવર્ય અદ્રિના ભાગ્યનું સ્તવન કર્યું છે. કારણ કે તેણે ભગવાનનું દરેક રીતે આતિથ્ય કર્યું હતું અહિંઆં તેનાથી સંપૂર્ણ પીઠિકાનું સ્વરૂપ કહેલ છે. **गागोपाल** એ શ્લોકથી શ્રી ગોવર્ધન તથા પુલિન્દીઓ ઉપર ભગવાને જે કૃપા કરી હતી તે જણાવી છે. આ પીઠિકામાં શ્રીવેણુગીતમાં જે ભગવાન્‌ની લીલાનો પ્રકાર રહ્યો છે તે સર્વ અહિંઆં દર્શાવ્યો છે. ત્યાં ભગવાન્ વેણુનો નાદ કરીને ભક્તોને સુધાનું દાન કરે છે તેથી પોતે શબ્દરૂપે છે તેમ અહિંઆં પણ ભગવાન્ ભક્તને ભક્તિરસનું દાન કરવાને શબ્દથી નિમંત્રે છે માટે શબ્દરૂપ છે. અહિંઆં નિકુન્જ એ વૃન્દાવન છે. શ્રીનાથજીની વનમાલા તે કીર્તિમયી યોગમાયા છે. ભક્તનો ભગવાન સાથે રસ સંયોગ કરાવનાર છે ભગવાનના આહ્વાનથી નિકુંજમાં પ્રવેશ કરનાર ભક્ત ભગવાનની સર્વ લીલાનો અનુભવ કરે છે. ગાયો એ સૂચવે છે કે જે પ્રભુના વેણુનાદથી વૃન્દાવનની ગાયોએ ચારો ચરવાનો રહેવા દઇને પોતાના કર્ણપુટને ઉંચા રાખીને વેણુસુધાનું પાન કર્યું, તેમ ભક્તોએ પણ ભક્તિરસનું પાન કરવું જોઈએ. શુક અને મયુર એ સૂચવે છે કે જેમ તેઓ ભગવાનની વણુના મધુર સ્વને શ્રવણ કરવાને તમામ વાણીનો ત્યાગ કરીને નયનો મીચીને તે નાદમાંજ જેમ એકાગ્ર થઈ જઈને તેનું ચિન્તવન કરે છે તેમ ભગવદ્રસના આસ્વાદમાં પણ ભક્તે પણ અન્ય સર્વ વાણીનો

ત્યાગ કરીને ભગવાનની વાણી શ્રવણ કરવામાંજ એકાગ્ર થવું જોઈએ અને તેનું મનન કરવું. જેમ નદીનો ભાવ એ છે કે જેમ ભગવાનના વેણુનાદથી નદીઓના વેગ પણ થંભી ગયા તેમ ભગવદ્‌ભક્તના રસાસ્વાદમાં પણ તેનો તમામ ક્રિયાકલાપ ટળી જાય છે, અને ફક્ત ભગવાન્ વિષેના મનોરથોજ તેનામાં જાગે છે. કંદરાનો એ ભાવ છે કે તે જેમ વેણુનાદ કરનાર પ્રભુને આતપાદિ પીડા ન કરે તે માટે છાયા આપીને પ્રભુના સુખને જુએ છે તેમ પ્રભુના રસમાં મગ્ન ભક્ત પણ ભગવાનના સુખને જુએ છે

તેથી તેમને આતપાદિની બાધા ન થાય, ભગવાનનું શ્રીઅંગ તપે નહિ, તેવો ભક્તના હૃદયમાં ભાવ હોવો જોઈએ. ભક્તે મુનિઓનો ભાવ એ છે કે, જે પુલિન્દીઓએ ભગવાનનો વેણુનાદ કરનાર ભગવાનનાં ચરણકમલના કુંકુંમરાગનો પોતાના અંગ ઉપર લેપ કરીને સર્વ પ્રકારની આધાને જેમ ત્યજી, તેમ ભક્તો પણ ભગવાનના રાગથી મસ્ત હોય છે. આ પ્રકારે શ્રી વેણુગીતમાં જણાવેલો લીલાનો સર્વ પ્રકાર શ્રીનાથજીના સ્વરૂપ તથા પીઠિકામાં વ્યક્ત છે. આથી જે ભક્ત એ પીઠિકાસ્થ સ્વરૂપનું દર્શન તથા ભાવના કરે છે તેનામાં રસાત્મિકા ભક્તિ ઉદય થાય છે. શ્રી ગોવર્ધન ધર શ્રીનાથજી એ રસરૂપ છે અને તે રસસ્વરૂપના કે આલંબન, ઉદ્દીપન તથા અનુભવો પીઠિકામાં ઘણાંજ સુંદર સ્પષ્ટ સ્વરૂપે જણાવ્યા છે.*

* આ લેખ મૂલ ગ્રંથનો અક્ષરશઃ અનુવાદ નથી. પણ ભાવાર્થરૂપ છે. અક્ષરશઃ અનુવાદ કરવામાં અર્થની વિશદતા જોઇએ તેટલી સચવાતી નથી તેથી અનુવાદની પદ્ધતિ સરળ અને સમયોજનિકા રાખી છે.

૩

# પુષ્ટિમાર્ગ એટલે શું ?

**કૉલેજમાં** ઉન્હાળાની વેકેશન (રજાઓ) હોવાથી કૃષ્ણદાસ પોતાને વતન આવ્યો હતો. કૃષ્ણદાસ અમદાવાદની ગૂજરાત કૉલેજમાં જુનીઅર બી. એ. વર્ગમાં અભ્યાસ કરતો હતો. તેણે પોતાના ઐચ્છિક વિષયમાં ભાષા અને સાહિત્ય લીધાં હતાં, તેમાં ખાસ કરીને સંસ્કૃત ભાષા પ્રતિ એને ઘણોજ પક્ષપાત હતો. એ પોતે વૈષ્ણવ સંપ્રદાયમાં જન્મેલો હોવાથી તેનામાં એના માતાપિતા તરફથી ધાર્મિક સંસ્કારોની છાપ સારી પડી હતી. ઘર આગળ માતાપિતા હમેશાં શ્રી ઠાકોરજીની સેવા ભાવપૂર્વક કરતા હતા. એ હમેશાં જ્યાં સુધી વતનમાં ઘર આગળ રહેતો ત્યાં સુધીતો કેટલીક વખત શ્રી ઠાકોરજીનો ભોગ ધરાવવાનો હોય ત્યારે પોતે કીર્તન કરવા પણ બેસતો. તેનો કંઠ ઘણોજ મધુર હતો. બપોરના સમયે ગામમાં મંદિરમાં દર્શન કરવાને માટે પણ હર હમેશ જતો

ત્યાગ કરીને ભગવાનની વાણી શ્રવણ કરવામાંજ એકાગ્ર થવું જોઈએ અને તેનું મનન કરવું. જેમ નદીનો ભાવ એ છે કે જેમ ભગવાનના વેણુનાદથી નદીઓના વેગ પણ થંભી ગયા તેમ ભગવદ્ભક્તના રસાસ્વાદમાં પણ તેનો તમામ ક્રિયાકલાપ ટળી જાય છે, અને ફક્ત ભગવાન્ વિષેના મનોરથોજ તેનામાં જાગે છે. કંદરાનો એ ભાવ છે કે તે જેમ વેણુનાદ કરનાર પ્રભુને આતપાદિ પીડા ન કરે તે માટે છાયા આપીને પ્રભુના સુખને જુએ છે તેમ પ્રભુના રસમાં મગ્ન ભક્ત પણ ભગવાનના સુખને જુએ છે

તેથી તેમને આતપાદિની બાધા ન થાય, ભગવાનનું શ્રીઅંગ તપે નહિ, તેવો ભક્તના હૃદયમાં ભાવ હોવો જોઈએ. ભક્તે મુનિઓનો ભાવ એ છે કે, જે પુલિન્દીઓએ ભગવાનનો વેણુનાદ કરનાર ભગવાનનાં ચરણકમલના કુંકુંમરાગનો પોતાના અંગ ઉપર લેપ કરીને સર્વ પ્રકારની આધિને જેમ ત્યજી, તેમ ભક્તો પણ ભગવાનના રાગથી મસ્ત હોય છે. આ પ્રકારે શ્રી વેણુગીતમાં જણાવેલો લીલાનો સર્વ પ્રકાર શ્રીનાથજીના સ્વરૂપ તથા પીઠિકામાં વ્યક્ત છે. આથી જે ભક્ત એ પીઠિકાસ્થ સ્વરૂપનું દર્શન તથા ભાવના કરે છે તેનામાં રસાત્મિકા ભક્તિ ઉદય થાય છે. શ્રી ગોવર્ધન ધર શ્રીનાથજી એ રસરૂપ છે અને તે રસસ્વરૂપના કે આલંબન, ઉદ્દીપન તથા અનુભવો પીઠિકામાં ઘણાંજ સુંદર સ્પષ્ટ સ્વરૂપે જણાવ્યા છે.*

* આ લેખ મૂલ ગ્રંથનો અક્ષરશઃ અનુવાદ નથી. પણ ભાવાર્થરૂપ છે. અક્ષરશઃ અનુવાદ કરવામાં અર્થની વિશદતા જોઈએ તેટલી સચવાતી નથી તેથી અનુવાદની પદ્ધતિ સરળ અને સપ્રયોજનિકા રાખી છે.

૩

# પુષ્ટિમાર્ગ એટલે શું ?

**કોલેજમાં** ઉન્હાળાની વેકેશન (રજાઓ) હોવાથી કૃષ્ણદાસ પોતાને વતન આવ્યો હતો. કૃષ્ણદાસ અમદાવાદની ગૂજરાત કોલેજમાં જુનીઅર બી. એ. વર્ગમાં અભ્યાસ કરતો હતો. તેણે પોતાના ઐચ્છિક વિષયમાં ભાષા અને સાહિત્ય લીધાં હતાં, તેમાં ખાસ કરીને સંસ્કૃત ભાષા પ્રતિ એને ઘણોજ પક્ષપાત હતો. એ પોતે વૈષ્ણવ સંપ્રદાયમાં જન્મેલો હોવાથી તેનામાં એના માતાપિતા તરફથી ધાર્મિક સંસ્કારોની છાપ સારી પડી હતી. ઘર આગળ માતાપિતા હમેશાં શ્રી ઠાકોરજીની સેવા ભાવપૂર્વક કરતા હતા. એ હમેશાં જ્યાં સુધી વતનમાં ઘર આગળ રહેતો ત્યાં સુધીતો કેટલીક વખત શ્રી ઠાકોરજીનો ભોગ ધરાવવાનો હોય ત્યારે પોતે કીર્તન કરવા પણ બેસતો. તેનો કંઠ ઘણોજ મધુર હતો. બપોરના સમયે ગામમાં મંદિરમાં દર્શન કરવાને માટે પણ હર હમેશ જતો

હતો. કૉલેજમાં જ્યારે રહેતો ત્યારે જો કે તેનો મુકામ હૉસ્ટેલમાં (છાત્રાલયમાં) હતો છતાં પણ દરરોજ શ્રીનટ-વરલાલ શ્યામલાલની એકાદ વખત પણ ઝાંખી કરવી એવો એણે નિયમ રાખેલો હતો. એનામાં વિદ્યાનો અનુરાગ છતાં પણ હૃદય હમેશાં શુદ્ધ ભાવનાથીજ ઉભરાતું હતું. નિરભિમાનિતા એ એના જીવનનું લક્ષ્ય બિન્દુ હતું દરરોજ રહાંજે તેના ઘરપાસે વૃદ્ધ વૈષ્ણવો બેસીને ભગવદ્વાર્તા કરતાં તેમાં પણ તે કવચિત ભાગ લેતો અને જે વિષય ત્યાં ચર્ચાતો તે એક ચિતથી શ્રવણ કરતો હતો. આથી તેનું ચિત્ત હર હમેશ નિર્મળ થતું ગયું, અને ભગવદ્ભાવના અંકુરો દિન પ્રતિદિન વૃદ્ધિ પામતા ગયા આમ છતાં પણ કૉલેજના વાતાવરણને લીધે તથા તર્કવિદ્યાના અભ્યાસના પ્રતાપે તેના હૃદયમાં રહેલા શ્રદ્ધાના બીજને નિર્મૂળ કરવાને બુદ્ધિ ગુપ્ત પ્રયત્ન કરતી હતી, પણ જ્યારે જ્યારે પોતાની જન્મ ભૂમિમાં આવતો, અને પિતામાતાને સેવા પરાયણ થયેલાં જોતો તથા ભગવદ્રસમાં નિમગ્ન બનેલી ભગવદીયોની મંડળીનાં દર્શન કરતો ત્યારે ત્યારે તે શ્રદ્ધાના બીજને ભાવનું સિંચન મળતું અને પુનઃજાગ્રત્ થતી. પોતે શ્રી વલ્લભાચાર્યજીના પુષ્ટિ સંપ્રદાયમાં છે એ સારી પેઠે જાણતો હતો, પણ આ સંપ્રદાય શા માટે પુષ્ટિમાર્ગ કહેવાય છે તેથી તેમાં જે સેવાની વિધિ અમુક પ્રણાલીથી કરવામાં આવે છે તે શા માટે એવી રીતે કરવામાં આવે છે એ વિષય ઉપર એને વધુ પ્રકાશની જરૂર હતી. તેના પિતા સામાન્યતઃ બુદ્ધિશાળી તો હતા, પણ કૉલેજમાં તર્કવિદ્યામાં પ્રવીણ નિવડેલા આ પુત્રને શાસ્ત્રીય રીતે આ વિષય ઉપર વિવેચન પૂર્વક પ્રકાશ પાડી શકે તેમ

કોઈ ઘર આગળ નહોતું. આથી કૃષ્ણદાસ આ વિષયોમાં ઘણી વખત ગુંચવાતો. એવામાં થોડા દિવસમાં એના ગામમાં મહારાજશ્રીની પધરામણી થઈ. આ મહારાજશ્રીની સાથે એક સાંપ્રદાયિક બહુશ્રુત શાસ્ત્રી હતા, અને તેમના તરફથી વૈષ્ણવ ધર્મ એ વિષય ઉપર એક વ્યાખ્યાન આપવાને માટે મોટી ગંજાવર જાહેર સભા ભરવામાં આવી હતી. કૃષ્ણદાસને આ બાબતની ખબર પડતાં પોતાના પિતાની સાથે શ્રવણ કરવાને ગયો. તેણે શાસ્ત્રીજી પાસે પોતાની શંકાઓનું નિવારણ કરવાને ઇચ્છયું. પણ તે શંકાઓ જાહેર સભામાં નહિ પૂછતાં એકાન્તમાં પૂછવી એવો નિશ્ચય કર્યો તેથી સભામાં મૌન ધારણ કરીને બેશી રહ્યો. વખતસર મહારાજશ્રી પધાર્યા એટલે "શ્રી ગોવર્ધનનાથકી જય" નો ધ્વનિ શ્રોતાઓએ ઉચ્ચનાદે કર્યો અને પછી મહારાજશ્રીએ મંગલાચરણ કર્યું. તે પૂરૂં થતાંજ શાસ્ત્રીજીએ પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું. શાસ્ત્રીજીએ નીચે પ્રમાણે ટુંકમાં વ્યાખ્યાન કર્યું "પૂજ્યપાદ શ્રી આચાર્ય વર્ય અને ભાગ્યવાન્ વૈષ્ણવો ! આજે મહારાજશ્રીની આજ્ઞાથી આપના ગામમાં વૈષ્ણવધર્મનું જાહેર વ્યાખ્યાન રાખવામાં આવ્યું છે. તો તે વિષય ઉપર હવે હું આપનું ધ્યાન ખેંચું છું" આ રીતે શરૂઆત કરીને પોતાના લંબાણ વ્યાખ્યાનમાં નીચેના સિદ્ધાંતો ચર્ચ્યા. વૈષ્ણવ ધર્મ એટલે વિષ્ણુના ઉપાસકોનો ધર્મ—વિષ્ણુ એટલે ? અહિંઆં ફક્ત વ્યાપક વિષ્ણુ લેવાના નથી, પણ તે તો સાક્ષાત્ પરબ્રહ્મ લેવાના છે. બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર એ ત્રિમૂર્તિના વિષ્ણુ તો ફકત સત્ત્વગુણ પ્રધાન છે, પણ આપણે ગુણાતીત ભગવાનને ભજવાના છે. વેદના પૂર્વકાણ્ડમાં यज्ञो व विष्णुः એ મંત્ર વાકયમાં યજ્ઞને વિષ્ણુ કહેલા છે. અર્થાત્ ત્યાં ક્રિયાવિશિષ્ટ બ્રહ્મનું પ્રતિ-

પાદન કર્યું છે. ઉત્તરકાણ્ડમાં એટલે આરણ્યકો તથા ઉપનિષદ્‌માં તેનો બ્રહ્મ તરીકે અગર આત્મા તરીકે વ્યવહાર કર્યો છે અર્થાત્ ત્યાં જ્ઞાનશક્તિ વિશિષ્ઠ બ્રહ્મની લીલાનું પ્રતિપાદન કર્યું છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં વિશેષ રીતે કર્મ તથા જ્ઞાન એમ ઉભય શકિતથી વિશિષ્ઠ બ્રહ્મનું પ્રતિપાદન છે. અને શ્રીમદ્‌ભાગવતમાં તે સમ્યક્ રીતે છે. આ સર્વમાં પૂર્ણાનંદ રસેશ બ્રહ્મની તે તે શકિતઓનું વર્ણન છે પણ બ્રહ્મનું ખરૂં સ્વરૂપ તો તૈત્તિરીયોપનિષદ્‌માં દર્શાવ્યા પ્રમાણે (रसो वैसः रं लब्ध्वानन्दी भवति) રસાત્મક છે. શ્રીમદ્‌ભાગવતની રાસ પંચાધ્યાયીમાં પણ શ્રી શુકદેવજી કહે છે કે વિષ્ણુએજ ગોપીજનોની સાથે પોતાની ક્રીડા કરી છે. અને જે કોઈ એ ક્રીડાના વર્ણનનું શ્રવણ કરે છે તેના હૃદયના રોગો પણ દૂર થાય છે અને વળી તેનામાં ભગવાનને માટે રતિ ઉત્પન્ન થાય છે. રસશાસ્ત્રમાં શૃંગારસના [1] અધિષ્ઠાતા દેવ તરીકે વિષ્ણુ કહ્યા છે. માટે જે પ્રભુ રસ સ્વરૂપ છે, જે સાક્ષાત્ શુચિશૃંગાર રસની દેદીપ્યમાન મૂર્તિ છે, જે આનંદ સ્વરૂપે સાકાર છે, અને જે પ્રાકૃત સ્વરૂપે નિરાકાર છે તેજ વિષ્ણુ છે.

## વૈષ્ણવ એટલે ?

એ વિષ્ણુની જે ભકિત ભાવે સેવા કરે છે, તેજ વૈષ્ણવ કહેવાય છે. વૈષ્ણવનો ધર્મ પ્રભુની સેવા કરવાનો છે.

---

૧ विक्रीडितं व्रजवधू भिरिदं च विष्णोः
श्रद्धान्वितोऽनु शृणुयाद थ वर्णयेद्यः ।
भक्तिं परां भगवति प्रतिलभ्य कामं
हृद्रोगमाश्वपहिनो त्यचिरेण धीरः ॥
શ્રીમહાપ્રભુજીનો રચેલો सिद्धान्त मुक्तावली નામનો ગ્રંથ.

આ સેવાના તનુજા, વિત્તજા અને માનસિક એમ ત્રણ પ્રકાર છે, છતાં પણ માનસી સેવા ઉત્તમ[3] છે, પણ તે સિદ્ધ બની આવે તેટલા માટે તનુજા અને વિત્તજાનો ત્યાગ કરવો નહિ, પણ તે નિરંતર કરવી. સેવા કરીને ભગવાનની પાસેથી કોઈ પણ ફળ માગવાનું નથી. જેમ કર્મમાર્ગમાં ફળની અપેક્ષા સિવાય કર્મ કરવાથી અંતઃકરણની શુદ્ધિ રૂપી ફળ સ્વયં ઉત્પન્ન થાય છે, તેમ સેવામાં પણ ફલની આકાંક્ષા રાખવાની નથી. આપણા ધર્મમાં તો સેવાનું ફળ પણ સેવાજ છે. દયારામભાઈએ ગાયું છે કે—

સેવાનું ફળ સેવા થાશે, ઋતુ પ્રમાણે મેવારે
સેવા કરશે ને પાખંડ ધરશે તે પત્થર કેમ તરશેરે ?

માટે સેવા એ સાધન રૂપ છે, તેમ સાધ્યરૂપ પણ છે. સેવા પણ વૈષ્ણવોએ ઘણીજ સાવધાનતાથી કરવાની છે. શ્રી ઠાકોરજીનું સુખ વિચારીનેજ કરવાની છે. તેમને પણ શીતકાળમાં ઠંડી લાગે છે અને ઉષ્ણકાળમાં ગરમી લાગે છે એવો ભાવ હૃદયમાં રાખીને સેવા કરવી જોઈએ. જ્યાં સુધી આ ભાવ ઉચ્ચ પામ્યો નથી ત્યાં સુધી શ્રી ઠાકોરજી માટે સ્નેહ થવો જોઇએ તે કદી પણ થતો નથી. ભાવ એ આ ધર્મમાં મુખ્ય વસ્તુ છે. શ્રુતિ પણ કહે છે કે, આ આત્માની પ્રાપ્તિ પ્રવચનથી, બુદ્ધિ, જ્ઞાન, તપ ઈત્યાદિ સાધનોથી થતી નથી. પણ ફક્ત જેનું તે આત્મા (ભગવાન) વરણ (અંગીકાર) કરે છે તેનાથીજ તે પ્રાપ્ત થાય છે. પણ શ્રીઠાકોરજીના વરણમાં ખરેખરૂં અંતરંગ સાધન જો હોય તો તે પ્રેમમય

૩ मानसी सा परामता, तत्सिद्धये तनुवित्तजा ।

ભક્તિજ છે. આ માર્ગમાં વસ્તુતઃ કોઈપણ સાધનો છેજ નહિ. જ્ઞાન, તપ, કર્મ ઇત્યાદિ બાહ્ય સાધનોનું બળ ભગવત્પ્રાપ્તિમાં કોઈપણ રીતે ઉપયોગિ નથી, પણ તેથી પ્રેમમય ભક્તિને પણ સાધનની ગણત્રીમાં કોઈ પણ સ્થાન નથી એવું કદી પણ સમજવું નહિ. ભક્તિની પરાકાષ્ઠા પ્રેમલક્ષણા ભક્તિમાં છે. અને આ પ્રેમલક્ષણાનું દ્વાર સેવા છે. ખરેખરી પ્રેમલક્ષણા ભક્તિ તો શ્રીમદ્ગોપીજનોએજ કરી છે માટે ભગવદીયો તેમને "ગોપી પ્રેમકી ધ્વજા" એમ કહે છે. માટે વૈષ્ણવોએ યથાશક્તિ કર્તવ્યપરાયણ થવું જોઇએ.) આ રીતે પોતાનું વ્યાખ્યાન કરીને તાળીઓના અવાજ વચ્ચે શાસ્ત્રીજીએ પોતાની બેઠક લીધી. પછી મહારાજશ્રીએ પણ પ્રમુખ સ્થાનેથી ટુંક ઉપસંહાર કર્યો અને સભા વિસર્જન થઈ. કૃષ્ણદાસના મનના કેટલાક ગુંચવાડા શાન્ત થયા હતા. કેટલીક શંકાઓનું નિવારણ શાસ્ત્રીજીના વ્યાખ્યાનથી થઈ તો ગયું, છતાં પણ શાસ્ત્રીજી સાથે પરિચય કેળવવા તથા તેમને પોતાના સાંપ્રદાયિક અધ્યયનમાં માર્ગદર્શક બનાવવાને તેની ઇચ્છા થઈ તેથી સભાજનો ઉઠતાં તે શાસ્ત્રીજી પાસે ગયો અને તેમને "જયશ્રીકૃષ્ણ" કહ્યા. શાસ્ત્રીજીએ પણ આ યુવકના જયશ્રીકૃષ્ણ હૃદયના ઉલ્લાસ પૂર્વક ઝીલ્યા. થોડીવાર પછી કૃષ્ણદાસ બોલ્યો: "શાસ્ત્રીજી મારા મનમાં કેટલીક શંકાઓ છે. જો આપની ઈચ્છા હોય તો હું તેનો ખૂલાસો આપની પાસે કરાવવા માગું છું. આપને અનુકૂળ સમય કયો હશે ?"

શાસ્ત્રીજી "ભાઇ, આપના મનમાં ધર્મતત્ત્વની આટલી જીજ્ઞાસા છે તે જાણીને હું ઘણોજ પ્રસન્ન થયો છું

તમારી જે શંકાઓ છે તે તમે ખુશીથી વિના સંકોચે પૂછજો અને હું મારાથી બની શકશે તે પ્રમાણે તેના ખુલાસા આપીશ-તમને આવતી કાલે બપોરના બાર વાગ્યાનો સમય અનુકૂળ થશે ? ”

કૃષ્ણદાસ “ હાજી, તે સમયે હું આપના મુકામ ઉપર આવીશ. ”

શાસ્ત્રી-“ બહુ સારૂં, પણ તમારૂં નામ શું ? ”

“ મારૂં નામ કૃષ્ણદાસ ? ” કૃષ્ણદાસે કહ્યું

“ તમારા પિતાનું નામ શું ? ” શાસ્ત્રીએ કંઈક ઉત્સુક્તાથી પ્રશ્ન કર્યો.

“ મારા પિતાનું નામ હરિદાસ છે. તે આ ગામમાં નેસ્તીની દુકાન કરે છે. કૃષ્ણદાસે ઉત્તર આપ્યો.

“ તમારા પિતાનું નામ હરિદાસ છે ? ” જાણે કંઈક આશ્ચર્યથી શાસ્ત્રીજીએ ઉચ્ચાર કર્યો હરિદાસને તો હું સારી રીતે ઓળખું છું. તે તો ચુસ્ત વૈષ્ણવ છે. અમારા મહારાજશ્રીના તે સેવક છે. અને અમારી પાસે વારંવાર આવે છે, તમારી શંકાઓના ખુલાસા હરિદાસ આપવાને પણ સમર્થ છે. ”

કૃષ્ણદાસ “ હાજી, હું જાણું છું કે મારી શંકાના ખુલાસા મારા પિતા કરી શકે એમ છે, છતાં પણ એ મારા વડિલ પિતા હોવાથી હું જેટલી છુટથી આપને પ્રશ્ન કરી શકું તેટલી છુટથી એમની આગળ નજ કરી શકું. વળી તેઓ શાસ્ત્રીયરીતિથી મારી શંકાનું નિવારણ કદાચ ન કરી શકે. માટેજ આપની પાસે આવવાને હું પ્રેરાયો છું.

"ભાઈ આપનો અભ્યાસ ક્યાં સુધી છે? શાસ્ત્રીએ ગંભીરતાથી પૂછયું.

"શાસ્ત્રીજી, હું અમદાવાદની ગુજરાત કોલેજમાં જૂનીઅર બી. એ. વર્ગમાં અભ્યાસ કરૂં છું. ત્યાં અમારે સંસ્કૃત ભાષા શીખવાની હોય છે, પણ ખાસ કરીને કાવ્યો તથા નાટકો અગર ઉપનિષદ્ તથા ક્વચિત વેદાન્તનું તત્ત્વજ્ઞાન હોય છે." શાસ્ત્રીજીને કૃષ્ણદાસ જેવા ઉછરતા યુવકને સંપ્રદાય સંબંધીનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છા થઈ છે એમ જાણીને તેમના હર્ષનો પાર રહ્યો નહી. મુખ ઉપર પ્રસન્નતા દર્શાવતાં શાસ્ત્રીએ પૂછયું "તમે કયા વિષય ઉપર શંકા કરવા માગો છો?"

કૃષ્ણદાસ "શાસ્ત્રીજી મારી શંકાઓ પ્રતિવાદી તરીકેની થશે નહિ. પણ આ માર્ગનું રહસ્ય જાણવાની ઈચ્છા રાખનાર જીજ્ઞાસુ તરીકેની થશે, ખરી રીતે મારી શંકાઓજ નથી, પણ તે માત્ર જીજ્ઞાસાના પ્રશ્નો જ છે. હું આવતી કાલે તો આપની પાસે ફક્ત પુષ્ટિમાર્ગ એટલે શું? તે ઉપરજ કંઈક જાણવા માગું છું"

"બહુ સારૂં. ભલે આવજો" એમ શાસ્ત્રીજીએ કહ્યું એટલે કૃષ્ણદાસ "જયશ્રીકૃષ્ણ કહીને ગૃહપ્રતિ પાછા વળવાને ત્યાંથી છુટો પડ્યો.

* * *

બીજે દિવસે નિયમિત સમય થતાં કૃષ્ણદાસ ઘેરથી જમી પરવારીને શાસ્ત્રીજીના ઉતારે આવી પહોંચ્યો. ખબર કહાડતાં જણાવવામાં આવ્યું કે શાસ્ત્રીજી પણ પ્રસાદ ભોજ-થી પરવાર્યા છે અને તે એક જુદી ઓરડીમાં ગાદી તકીઆને અઢેલીને હાથમાં એક પુસ્તક લઈને બેઠા છે. આથી કૃષ્ણદાસ શાસ્ત્રીજીની પાસે ગયો અને ત્યાં જઈને તેમને પ્રસન્ન વદનથી જયશ્રીકૃષ્ણ કર્યા શાસ્ત્રીજીએ પણ તેટલી પ્રસન્નતાથી તે સ્વીકાર્યા. કૃષ્ણદાસે શાસ્ત્રીજીની સામે પોતાની બેઠક પ્રથમ લીધી પણ શાસ્ત્રીએ સન્માન પૂર્વક તેમને પોતાની સાથે બેસાડ્યા અને થોડીકવાર પછી કૃષ્ણદાસને પ્રસંગ કહાડવાને સૂચવ્યું.

કૃષ્ણદાસે પૂછ્યું "શાસ્ત્રીજી, મારો પ્રશ્ન શો છે તે મેં ગઇ કાલે જણાવી દીધો છે. મારી ઘણી ખરી શંકાઓ તો તમારા વ્યાખ્યાનથી દૂર થઈ છે પણ એક સવાલ મારા મનમાં ઘણા વખતથી ઘોળાયા કરે છે અને તે એ છે કે "પુષ્ટિમાર્ગ એટલે શું? અને શામાટે એ માર્ગની સ્વતંત્ર આવશ્યકતા શ્રીમદ્ વલ્લભાચાર્યજીને જણાઈ હશે?"

શાસ્ત્રી—કૃષ્ણદાસ, તમે પ્રશ્ન ઘણો સારો પુછયો છે, કારણકે હાલમાં આ શબ્દના અર્થ સંબંધી સમાજમાં ઘણીજ અજ્ઞાનતા જણાય છે. જ્યાં સુધી સમાજ આ શબ્દના અર્થથી અજ્ઞાત્ છે ત્યાં સુધી આ સંપ્રદાયનું રહસ્ય શું છે? તેનું સાહિત્ય કેટલું ઉત્તમ છે! તેમાં સ્થિત રહેલા ભક્ત જીવો સેવાનું સુખ કેવી રીતે પ્રાપ્ત કરી રહ્યા છે તે સર્વથી એ અજ્ઞાતજ રહેવાના એટલુંજ નહિ પણ આ સંપ્રદાય ઉપર

તેઓ કેટલા હીન અને નિર્દય આક્ષેપો પણ કરવાનાજ માટે તમે આ પ્રશ્ન સારો પુછ્યો છે. હવે આ પ્રશ્નનો ઉત્તર સાવધાનતાથી શ્રવણ કરો.પુષ્ટિ માર્ગ એટલે શું? એ વિષે શ્રીમહાપ્રભુજીએ "પુષ્ટિ પ્રવાહ મર્યાદા નામનો" ગ્રંથ રચેલો છે તથા શ્રીહરિરાયજીએ "પુષ્ટિમાર્ગ લક્ષણાનિ" એ ગ્રંથ પણ બનાવ્યો છે તેમાં આનો અર્થ સ્પષ્ટ કર્યો છે. પુષ્ટિનો અર્થ ભગવાનનો અનુગ્રહ થાય છે. જે માર્ગમાં ભગવાનનો અનુગ્રહ પ્રાપ્ત કરાય છે તે પુષ્ટિમાર્ગ કહેવાય છે. એક વખત કાશીનિવાસી પુરૂષોત્તમદાસ નામના વૈષ્ણવે શ્રીગુસાંઈજીને પ્રશ્ન કર્યો હતો કે "કૃપાનિધિ પુષ્ટિમાર્ગ અને મર્યાદા માર્ગમાં કંઇ ફેર છે?" ત્યારે શ્રીગુસાંઈજીએ ઉત્તર આપ્યો "હા, મર્યાદામાર્ગમાં સાધન અને ક્રિયા, કર્મબળ અને કર્મફળની અપેક્ષા મુખ્ય હોય છે, જ્યારે પુષ્ટિમાર્ગમાં સ્નેહપૂર્વક પ્રભુની સેવા મુખ્ય હોય છે. આ માર્ગમાં ભગવદીયોનો સત્સંગ કરવો જોઈએ અને તેમનો અનુગ્રહ પ્રાપ્ત કરવો જોઈએ તથા નિઃસાધનપણું હોવું જોઈએ લૌકિક તથા વૈદિક કર્મો તો માત્ર લોકને દેખાડવાનેજ કરવાનાં હોય છે. આ દુનિઆમાં ત્રણ પ્રકારના જીવો છે. પ્રવાહી, મર્યાદા અને પુષ્ટિ. આ ત્રણ પ્રકારની સૃષ્ટિ પરાપૂર્વથી ચાલતીજ આવે છે. પ્રવાહી જીવો સ્વાર્થપરાયણ હોય છે અને તેઓ પારકાને પીડા રૂપ હોય છે. સામાન્ય રીતે તેઓ આસુર યોનિના કહેવાય છે. તેઓ ધર્મથી તદ્દન વિમુખ છે. સંસારના મોજશોખ તથા સુખો મેળવવાનેજ તેમની સઘળી શક્તિઓનો વ્યય થાય છે. ભગવદ્ગીતામાં જે આસુરી સંપદનું વર્ણન કરેલું છે તે એ ...ોમાં વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. તેઓ પોતાનો

સ્વાર્થ સાધવામાં અને પારકાઓને પીડવામાંજ પ્રવીણ હોય છે. આવા જીવો આ સંસારની લક્ષચોરાશીમાં વારંવાર જનનીના જઠરમાં જન્મ લે છે અને મૃત્યુને વશ થાય છે. અન્ય પ્રકારના જીવો દૈવી કહેવાય છે. તેના મર્યાદા અને પુષ્ટિ એવા એ ભેદો હોય છે. માર્યાદા જીવો આ સંસારના સુખને ક્ષણિક ગણી આત્મ કલ્યાણ સાધવાને સર્વથા તત્પર હોય છે. તેઓ લોકહિતમાં પણ રચ્યા પચ્યા રહે છે. દૈવી સંપદ્‌ના ઘણા ખરા ગુણો તેમનામાં વિકાસ પામેલા હોય છે. તેઓ દુનિઆમાં પોતાના સ્વાર્થની વાત કરતા નથી. તેમને ઐહિક સુખની એષણા હોતી નથી. દુન્યવી સત્તા, કીર્તિ, ભોગ વિલાસ ઈત્યાદિ પ્રતિ તેમના ચિત્તનું આકર્ષણ હોતું નથી. તેઓ યજ્ઞ યાગાદિકમાં, તપઃ તથા જ્ઞાન ઈત્યાદિ સાધનોમાંજ મગ્ન રહે છે અને તે દ્વારા બ્રહ્મના માર્ગમાં પ્રવેશ કરે છે. પુષ્ટિ માર્ગીય જીવો આથી પણ કંઈક ઉચ્ચતર છે; તેમનામાં પણ મર્યાદા માર્ગીય જીવોની માફક દૈવી સંપદ્‌ના ગુણો છે, તેમ ઐહિક તથા પારલૌકિક કોઈ પણ વિષયની વાંછનાઓ હોતી નથી છતાં તેમનો મર્યાદા માર્ગીય જીવોથી ભેદ છે કારણ કે મર્યાદા માર્ગીય જીવો સાધનો દ્વારા બ્રહ્મમાર્ગમાં પ્રવેશ કરે છે, પણ પુષ્ટિ માર્ગીય જીવ તો ફક્ત ભગવાનના પ્રેમ બળ ઉપરજ ઝઝુમે છે. તે જ્ઞાન ઈત્યાદિ સાધનનો ઉપયોગ કરતો નથી પણ શુદ્ધ પ્રેમથીજ પ્રભુને પ્રાપ્ત કરે છે. પ્રભુ માટેના પ્રેમથીજ પ્રભુનો અનુગ્રહ અગર કૃપા મેળવે છે. જ્યાં પ્રેમ ભક્તિથી પ્રભુનો અનુગ્રહ પ્રાપ્ત કરાય છે તે પુષ્ટિ માર્ગ છે. કેમ કૃષ્ણદાસ હવે તમે પુષ્ટિ માર્ગ શબ્દનો અર્થ સમજ્યા ક્નીં ?

કૃષ્ણદાસ—હાજી, એ શબ્દનો અર્થ તો હું સમજ્યો, પણ આપે જે આ અર્થ કહ્યો તેને માટે કોઈ માર્ગીય ગ્રંથોનું પ્રમાણ આપો તો આ અર્થ માટેની મારી શ્રદ્ધા કંઈક બલવતી થાય !

શાસ્ત્રી—કૃષ્ણદાસ, તમારા જેવા બુદ્ધિશાળી યુવક પ્રમાણોની અપેક્ષા રાખે તે સ્વાભાવિક છે, માટે તમને આ માટે થોડાંક પ્રમાણો આપીશ.

જુઓ સાંભળો પ્રથમ હું તમને શ્રી મહાપ્રભુજી વિરચિત તત્ત્વદીપ નિબંધના ભાગવતાર્થ પ્રકરણમાંથી પ્રમાણ આપીશ. ત્યાં कृष्णानुग्रहरूपा हि पुष्टिः એમ કહ્યું છે. પોષણનો અર્થજ અનુગ્રહ થાય છે.

પુષ્ટિપ્રવાહ મર્યાદા ગ્રંથમાં

भक्तिमार्गस्य कथनात्पुष्टिरस्तीति निश्चयः ।

" ભક્તિમાર્ગના કથનથી પુષ્ટિ છે એમ નિશ્ચય થાય છે.

શ્રી અણુભાષ્યના તૃતીય સ્કંધના તૃતીય પદના ઓગણત્રીશમા સૂત્રમાં પણ આ વિષે કહ્યું છે.

कृतिसाध्यं साधनं ज्ञानभक्तिरूपं शास्त्रेण बोध्यते ताभ्यां विहिताभ्यां मुक्तिः मर्यादा । तद्रहितानामपि स्वरूपबलेन स्वप्रापणं पुष्टिः इति उच्यते ॥

કૃતિથી સાધ્ય જ્ઞાન ભક્તિ રૂપ સાધન શાસ્ત્રથી સમન્વય છે, અને તે સાધનો કરવાથી મુક્તિ મળે છે પણ તે

સાધનો સિવાય પ્રભુના સ્વરૂપ બળથી પ્રભુની પ્રાપ્તિ થાય તેને પુષ્ટિ કહે છે.

આ રીતનો અર્થ શ્રીમહાપ્રભુજીએ તેમના અનેક ગ્રંથોમાં કર્યો છે પણ વિસ્તાર ભયને લીધે તેનો અવતરણથી ઉલ્લેખ કરવો યુક્ત નથી, માટે હું અહિંઆં તમને બીજા ઉતારા આપતો નથી. પણ તમારે ષોડશગ્રંથો આ માટે ખાસ જોવા.

કૃષ્ણદાસ—શાસ્ત્રીજી, શ્રી મહાપ્રભુજીના ગ્રંથોમાંથી આ અર્થ હશે તે માટેની મને કોઈ પણ શંકા નથી, પણ જે પ્રભુના અનુગ્રહનો સિદ્ધાંત અહિંઆં કહેવામાં આવે છે તેમાં શ્રુતિનું કોઈ પ્રમાણ હોય તો એકાદ આપશો ?

શાસ્ત્રી—વાહ કૃષ્ણદાસ; તમે પણ ઠીક મારી પરીક્ષા લેવા માંડી. શ્રુતિમાં પણ અનેક પ્રમાણો છે, પણ તમને એકાદ અત્યારે બસ થઇ પડશે. તો જુઓ સાંભળો માણ્ડુ-ક્યોપનિષદ્‌માં શ્રુતિ વચન છે કે,

नायमात्मा प्रवचनेन लभ्यः न मेधया न बहुना श्रुतेन ।
यमेवैषो वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुंस्वाम् ॥

આમાં કહે છે કે જેને આત્મા ( બ્રહ્મ ) વરણ કરવા ઇચ્છે છે તેને પોતાના તનુનું દાન પોતે કરે છે અન્યનું નહિ. આથી આ શ્રુતિમાં ભગવાનના અનુગ્રહનો સિદ્ધાંત કહેલો છે.

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં પણ ભગવાન્ અર્જુનને કહે છે, " मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यति મારામાં તું ચિત્ત

શબ અને મારી કૃપાથી (અનુગ્રહથી) સર્વ મુશ્કેલીઓ તરી જઇશ. આ અનુગ્રહનો માર્ગ શ્રુતિ અને સ્મૃતિમાં દર્શાવેલો છે. શ્રીમહાપ્રભુજીએ તેનેજ દૈવી જીવોના ઉદ્ધાર માટે પ્રકટ કરીને પ્રકાશમાં મૂક્યો છે. सर्वधर्मान्परित्यज्य मामेकं शरणंव्रजः । એ શ્લોક પણ આજ સિદ્ધાન્ત પ્રતિપાદન કરે છે. તમારી જીજ્ઞાસા હોય તો આ શ્લોક ઉપર શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ ન્યાસાદેશ ગ્રંથ રચ્યો છે અને તેના ઉપર શ્રીગુસાંઇજીએ વિવરણ કર્યું છે તે ખાસ જોવું કારણ કે તેમાં પુષ્ટિ " શબ્દનું વિવેચન છે.

કૃષ્ણદાસ—આપે કહ્યું કે પુષ્ટિમાર્ગમાં કાંઇ પણ સાધનો હોતાં નથી, તો પછી ત્યાં ફળ શું ? વેદમાં જેમ ચાર પુરૂષાર્થ કહ્યા છે તેવા અહિંઆં ખરા કે નહિ !

શાસ્ત્રી—કૃષ્ણદાસ, ગઈ કાલે સાંઝે આપેલા વ્યાખ્યાનમાં મેં જણાવ્યું હતું કે આ માર્ગમાં વૈદિક જ્ઞાનાદિ સાધનો નથી. પણ સત્સંગ, સેવા, પ્રભુ માટેનો પ્રેમ એ તો અવશ્ય જોઇએ. પણ આ ખરી રીતે સાધન કોટિમાં ગણી શકાશે નહિ. જો એમને સાધનો ગણવાનો આગ્રહ કરવામાં આવે તો હું જણાવીશ કે બાહ્ય સાધનો નથી પણ અંતરંગ સાધનો છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ જેવા લોકવેદમાં પુરૂષાર્થ તરીકે પ્રસિદ્ધ છે તેમ આ માર્ગમાં પણ છે પણ અહિંઆં તેનું સ્વરૂપ જૂદું છે. અહિંઆં તો સર્વ સ્થાનમાં અને સર્વકામમાં શ્રી વ્રજેશ્વરની સેવા કરવી એ ધર્મ છે પ્રભુ સર્વ સમર્થ છે માટે નૈશ્ચિન્ત્ય એ આ માર્ગમાં અર્થ

છે. ભગવાનના દર્શનની કામના એ કામ મનાય છે અને શ્રીમદ્ ગોકુલેશ્વરનું સદાસર્વદા સ્મરણ કરવું એ [1]મોક્ષ છે.

કૃષ્ણદાસ—આ માર્ગમાં પ્રકરણોની સમજ કેવી રીતે ગ્રહણ કરવાની હશે, વારુ ?

શાસ્ત્રી—જુઓ પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ એ ચાર સામાન્યતઃ પ્રકરણો છે. પણ આ માર્ગમાં પ્રભુનું વેણુગીત એ પ્રમાણ છે. રસાત્મક અને લીલાત્મક પ્રભુ એ પ્રમેય છે. સર્વાત્મભાવરૂપ વિપ્રયોગ (વિરહ) એ સાધન છે અને અલૌકિક [2]સામર્થ્ય, સાયુજ્ય અને ભગવલ્લોક સ્થિતિ એ ત્રણ ફળ છે.

કૃષ્ણદાસ—શાસ્ત્રીજી, પુષ્ટિમાર્ગનો ખાસ મર્મ શો.

શાસ્ત્રી—કૃષ્ણદાસ, પુષ્ટિમાર્ગના મર્મ વિષે જાણવું હોય તો શ્રીહરિરાયજીનો પુષ્ટિપથ નામનો ગ્રંથ જોવો એમાં પુષ્ટિમાર્ગનાં દશ મર્મો દર્શાવ્યાં છે. અહિંઆં તે મર્મોનું હું ટુંકમાં સૂચન કરીશ.

૧ શ્રી આચાર્યજી મહાપ્રભુજીનો દૃઢ આશ્રય કરવો.
૨ શ્રીકૃષ્ણની સેવા નિરન્તર કરવી એ બીજું મર્મ છે.
૩ લૌકિક અને વૈદિકનો ત્યાગ કરીને પ્રભુને શરણે જવું. એ ત્રીજું મર્મ.

---

૧. જુઓ वृत्रासुरचतुः श्लोकी ઉપર पुष्टिमुक्तिविज्ञप्ति નામનો શ્રીપુરુષોત્તમજીનો લેખ—આ ચતુઃશ્લોકીના પ્રથમ શ્લોકમાં ધર્મ, બીજામાં અર્થ અને ત્રીજામાં કામ અને ચોથામાં મોક્ષ—એમ ચાર પુરુષાર્થો પુષ્ટિની રીતિથી વર્ણવ્યા છે.

૨. જુઓ सेवाफल ઉપર શ્રીમહાપ્રભુજીનું વિવરણ.

૪ દીનતાની પ્રાપ્તિ એ ચોથું મર્મ છે.
૫ પ્રભુ પ્રાપ્તિ માટે ભાવોદ્બોધ એ પાંચમું મર્મ છે.
૬ શ્રીવ્રજસીમન્તિની-ગોપીજનોનો ભાવ ભગવદીયોએ મેળવવો એ છઠ્ઠું મર્મ છે.
૭ પ્રભુના ગુણગાન એ સાતમું મર્મ છે.
૮ શ્રીહરિના નામના માહાત્મ્યની સ્ફુર્તિ થવી એ આઠમું મર્મ છે.

૯ ભગવદ્ વાક્ય માત્રમાં નિષ્ઠા રાખવી એ નવમું મર્મ છે.

૧૦ ભગવાનમાં સર્વકાળે વિશ્વાસ દૃઢ રાખવો એ દશમું મર્મ છે.

આ મર્મનો ક્રમ છેલ્લેથી લેવાનો છે, અર્થાત્ પ્રથમ ૧૦ મું મર્મ સિદ્ધ થાય પછીથી નવમું, પછીથી આઠમું એ રીતે આ દરેક મર્મોનાં પરસ્પર કારણ કાર્યનો સંબંધ છે. એક મળે સિદ્ધ થાય એટલે અન્ય થશે. આટલાં મર્મો જેનામાં સિદ્ધ થયાં તેજ ખરો પુષ્ટિ માર્ગીય જીવ છે એમ કહી શકાય.

કૃષ્ણદાસ—શાસ્ત્રીજી, અત્યાર સુધી હું બીજા લોકોની માફક એમ જાણતો હતો કે પુષ્ટિ માર્ગ એટલે ખાઈ પીને તાજા થવાનો માર્ગ હશે. અમારી કૉલેજમાં જ્યારે જ્યારે વિદ્યાર્થીઓ એકઠા મળીને આપણા માર્ગની ચર્ચા કરતા ત્યારે તેઓ પુષ્ટિ માર્ગને પુષ્ટ થવાનો અર્થાત્ જાડા થવાનો છે એવી રીતે કહેતા. અને તે લોકોના વિચારો મારામાં સંસર્ગ દોષને લીધે ઘુસી ગયા હતા. પણ આજે તમે

મારી તે વિષેની ભ્રાન્તિ ટાળી છે અને તેથી મને સત્ય વસ્તુ શું છે તે સમજાઈ છે.

શાસ્ત્રીજી—કૃષ્ણદાસ, મેં તમને પ્રથમથીજ કહ્યું હતું કે લોકોમાં આ વિષયની ઘણીજ અજ્ઞાનતા છે તેનું મુખ્ય કારણ પ્રાશ્ચાત્ય વિદ્યાનો પ્રભાવ છે. પણ તમારા જેવા વિદ્વાનો જો આ માર્ગનું રહસ્ય સમજતા થશે તો નવયુવકોને એ ભ્રમ જાળમાં સપડાતાં જરૂર બચાવી લેશે. પુષ્ટિ માર્ગ એ શબ્દ વિષેનો ભ્રમ પહેલાં પણ લોકમાં હતોજ. પણ શ્રી મહાપ્રભુજીએ આ શબ્દનું રહસ્ય કૃષ્ણ ચૈતન્યની આગળ ખુલ્લું કર્યું હતું. તેનો પ્રસંગ ૮૪ વૈષ્ણવની વાર્તામાં આવેલો છે. તે પ્રસંગ આ પ્રમાણેનો છે. એક દિવસ શ્રી આચાર્યજી મહાપ્રભુજી મથુરામાં પધાર્યા ત્યારે પ્રભુદાસ જલોટા નામના આપના સેવક સાથે હતા. શ્રી મહાપ્રભુજી શ્રીયમુનાજીમાં સ્નાન કરીને વિશ્રાન્ત ઘાટ ઉપર બિરાજ્યા હતા, તે વખતે પ્રભુદાસ અને બીજા બે ચાર વૈષ્ણવો પણ ત્યાં બેઠા હતા. એટલામાં કૃષ્ણદાસ ચૈતન્યના સેવક રૂપ સનાતન શ્રી આચાર્યજીનાં દર્શન કરવાને આવ્યા તેમણે પ્રભુદાસ વગેરેને જોઈને શ્રી આચાર્યજીને પૂછ્યું "આ કોણ છે ?" ત્યારે આપે ઉત્તર આપ્યો કે એ અમારા સેવકો છે. ત્યારે રૂપ સનાતને ફરીથી પૂછ્યું કે એ આવા દુર્બળ કેમ દેખાય છે ? શ્રી મહાપ્રભુજીએ જણાવ્યું–મેં એમને ઘણીએ ના પાડી છે કે તમે આ માર્ગમાં પડશો નહિ. છતાં તેઓ આ માર્ગનો ત્યાગ કરતા નથી, અને તેથીજ અત્યારે એમનાં કર્મનાં ફળ એ ભોગવે છે." રૂપ સનાતનતો આ વાતનો કોઈ પણ મર્મ સમજ્યા

નહિ. તેથી ચૂપ રહ્યા, અને શ્રી મહાપ્રભુજીને પ્રણામ કરીને પોતાને સ્થાને ગયા.

કેટલાક દિવસો પછીથી રૂપસનાતનનો એક સોબતી જગન્નાથ પૂરી ગયો ત્યાં કૃષ્ણ ચૈતન્ય તેને મળ્યા. કૃષ્ણ ચૈતન્યે રૂપ સનાતનને શ્રી મહાપ્રભુજીની હકિકત પૂછી ત્યારે તેણે કહ્યુ " મેં વિશ્રાન્તિ ઘાટપર શ્રી મહાપ્રભુજીનાં દર્શન કર્યા હતાં, તે વખતે રૂપસનાતને એમના સેવકોને જોઈને પ્રશ્ન કર્યો ત્યારે તેમણે કહ્યું "હું શું કરૂં મેં તેમને આ માર્ગમાં પડવાને ના કહી હતી. છતાં તેઓ આવ્યા છે અને તેથી તેનું ફળ તે ભોગવે છે." કૃષ્ણ ચૈતન્ય તો આ સાંભળતાંજ મૂર્છામાં પડી ગયા. કારણ કે તેમણે શ્રી મહાપ્રભુજીના વાક્યનો મર્મ જાણી લીધો હતો. આનો મર્મ એટલોજ છે કે આ માર્ગ પ્રભુ માટે તાપ કલેશનો છે. પ્રભુની પ્રાપ્તિ કેમ થાય તેને માટે વિરહ ભોગવવાનો છે અને તેથીજ ખરા ભક્તો તો વિરહ દશાને લીધે પોતાની કાયાને કૃશ અને અત્યન્ત દુર્બળ બનાવે છે. આ માર્ગમાં ખાઈ પીને તાજા થવાનું નથી, પણ પ્રભુ પ્રાપ્તિ માટે વિરહ, તાપ અને કલેશ કરવાનો છે. જો વિરહ બરાબર થાય તોજ પ્રભુનો આનંદ મેળવી શકાય છે. કૃષ્ણદાસ આ વિષય ઉપર મારે જે કહેવાનું હતું તે ટુંકમાં તમને જણાવ્યું. હવે આ વિષે કોઈ પણ વધુ શંકા છે?

કૃષ્ણદાસની સર્વ શંકાઓનું નિવારણ થઈ ગયું હતું તેથી તે ઘણોજ પ્રસન્ન થયો. શાસ્ત્રીજીની સાથે પ્રશ્ન કરવામાં અને તેના ઉત્તર સાંભળવામાં તેને ઘણોજ રસ પડવા

માંડયો હતો, તેણે હજુ વધુ વખત સુધી મળેલી તકનો લાભ લેવાને ઈચ્છયું, પણ એટલામાં ખિસ્સામાંથી ઘડીઆળ કાઢી અને તેમાં જુએ છે તો લગભગ બે વાગી ગયા હતા. તેથી તેણે શાસ્ત્રીજીને વિશેષ તસ્દી આપવાનું મુલત્વી રાખ્યું, કારણ કે તેને તે દિવસે ૨॥ વાગ્યાના સુમારે પોતાના મિત્રને મળવા જવાનું હતું. આથી શાસ્ત્રીજી પાસે રજા માગતાં તે બોલ્યો "શાસ્ત્રીજી. મેં આપને આજે ઘણી તસ્દી આપી છે તો ક્ષમા આપશો. પણ આજે તમે ખરેખર મારા ઉપર કંઈ નવીનજ પ્રકાશ નાખ્યો છે. મારી આ માર્ગનું સાહિત્ય અવલોકવાની અભિરુચિને આપે ઉત્તેજીત કરી છે એટલુંજ નહિ પણ પોષીપણ છે. આને માટે હું આપનો ઘણો ઉપકૃત છું."

શાસ્ત્રી "નહિ કૃષ્ણદાસ, ધર્મ વિષયની ચર્ચામાં ઉપકાર માનવાનો હોયજ નહિ. માર્ગના જ્ઞાનના જીજ્ઞાસુને બોધ કરવા તે તો અમારા જેવા શાસ્ત્રીઓનું કર્તવ્ય છે. તમારા જેવા જીજ્ઞાસુની સાથે વાતો કરવાથી અમને પણ ઘણું જ જાણવાનું મળે છે" કૃષ્ણદાસે છેવટે નમ્રતાથી પ્રણામ કર્યા અને "જયશ્રી કૃષ્ણ" કહીને શાસ્ત્રીથી છુટો પડયો અને મિત્રના ગૃહ તરફ પ્રયાણ કર્યું જતાં જતાં તે મન સાથે બોલ્યો "ખરેખર આ માર્ગનું રહસ્ય ઘણું ગૂઢ છે. પણ અત્યારે એ રહસ્ય ઉકેલવાની જીજ્ઞાસા કોનામાં છે? લોકો કહે છે કે આચાર્યો બોધ આપતા નથી? પણ આમ લોકનો દોષ છે. પાત્ર વગર બોધ કોને આપવો? લોકોમાં જ્યાં સુધી સ્વધર્મનાં ગૂઢ મર્મો તથા જ્ઞાન સંપાદન કરવાની ભાવના સ્વતઃ સ્ફુરે નહિ, ત્યાં સુધી તેમને પ્રબોધવાના પ્રયત્નો વ્યર્થ છે."

## ૪

## બ્રહ્મસમ્બન્ધ.[1]

આજે શ્રાવણ સુદ દ્વાદશીનો દિવસ હતો. ગામમાં મહારાજશ્રી પધાર્યા હતા. કેટલાક વૈષ્ણવોએ આ શુભ દિને બ્રહ્મસંબંધ મંત્ર મહારાજશ્રી પાસેથી લીધો હતો ધનકોર નામની વૈષ્ણવ બાઇને આજ દિવસે બ્રહ્મસંબંધ થવાનો હોવાથી, ચન્દનલક્ષ્મી તેની સાથે બહાર ગઈ હતી. ચન્દનલક્ષ્મીના ઘર આગળ, તેની પુત્રી મનહરલક્ષ્મી રસોઈ કરી રહીને તેની બાની વાટ જોતી હતી. લગભગ ૧૨ વાગવા આવ્યા હતા, છતાં પણ ચન્દનલક્ષ્મી હજુ પણ ઘેર પાછી ફરી નહોતી, તેથી મનહરલક્ષ્મીએ તેના પિતા ભગવાનદાસને પૂછ્યું—

"મોટા કાકા, હજુએ ચન્દનલક્ષ્મી, કેમ ઘેર ન આવી? એ તો મંદિરમાં દર્શન કરવા જાય છે તે ત્યાંને ત્યાં બેસીજ રહે છે. હમણા હમણા તો જાણે એ ખરેખરી ભક્તાણીજ બની ગઇ છે. ગઇ કાલનો ઉપવાસ કર્યો છે. પણ તેને ભૂખ ક્યાં લાગી છે. ચાલો ઉઠો, તમારો સમય થઈ ગયો છે માટે

---

૧ વધુ વિગત માટે "શ્રી પુષ્ટિમાર્ગીય નામ-નિવેદન મંત્ર નિરૂપણ" એ પુસ્તક વાંચો. -ચો રૂ. ૧-૪-૦

જમવા બેસી જાઓ હું તો મારી મેળે પરવારીને બહાર નીકળું છું.” આ પ્રમાણે જાણે ક્રોધ કરીને બોલતી હોય તેમ તેના મુખમાંથી શબ્દો નીકળ્યા. ભગવાનદાસે ફક્ત— “મનહર, શા માટે તું અકળાય છે તારી બા હમણાં આવશે” એટલોજ ઉત્તર આપ્યો.

મનહરલક્ષ્મી લગભગ ૧૪–૧૫ વર્ષની બાળા હતી. તેનું લગ્ન થયે ફક્ત છ મહિના થયા હતા. તેણે ગુજરાતી સાત ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હતો; અત્યારે તે અંગ્રેજી પાંચમા ધોરણમાં મહિલાવિદ્યાલયમાં અભ્યાસ કરતી હતી. તેની બીજી ભાષા સંસ્કૃત હતી, આથી ઘર આગળ તે શ્રીસર્વોત્તમસ્તોત્ર, શ્રીયમુનાષ્ટક, શ્રીવલ્લભાષ્ટક, શ્રીઠકુરકૃષ્ણ-પ્રેમામૃત, શ્રીગોપિકાગીત તથા ષોડશગ્રંથોનો પાઠ સારો પેઠે કરતી. એવા પિતા તથા માતાના ધર્મના સંસ્કાર તેનામાં ઉતર્યા હતા, તેથી અંગ્રેજી કેળવણીનું ભયંકર પરિણામ તેનામાં જોવામાં આવ્યું નહોતું. તે જ્યારે દશ વર્ષની હતી ત્યારે તેણે બ્રહ્મસંબંધદીક્ષા લીધી હતી. પણ બ્રહ્મસંબંધ શું તે સમજતી નહોતી.

ઉપર પ્રમાણે જ્યારે તે તેના પિતાની સાથે વાત કરતી હતી, તે સમયેજ ચન્દનલક્ષ્મીએ ઘરમાં પ્રવેશ કર્યો. તેને જોઈને મનહરલક્ષ્મી બોલી:—“ચન્દન, હમણાં હમણાં તો તું બહુજ ભક્તાણી બની ગઈ છે. ક્યાં જાય છે તે પણ તું ખબર આપતી નથી. અહિં અમે બધાં વાટ જોઈને બેસી રહ્યાં છીએ. ચંદનલક્ષ્મી સુશીલ અને ઠરેલ સ્વભાવની હતી. તેનો ઘણો સમય ગૃહકાર્યમાં, સેવામાં, તથા ધાર્મિક પુસ્તકો વાંચવામાં તે ગાળતી હતી.

**ચન્દનલક્ષ્મી**—"મનહર, આજે મારે ખરેખર મોડું થયું છે, તેથી તને કંઈક મારે માટે ક્રોધ થયો હોય એમ જણાય છે હું કદી પણ તારા પિતાની રજા વગર બહાર જતી નથી. એમને પૂછી જો કે મેં રજા લીધી હતી કે નહિ?"

**મનહર**—"વારૂં ઠીક, આજ તું ક્યાં ગઈ હતી અને આટલો બધો વિલંબ શાથી થયો?"

**ચન્દન**—"તું જાણે છે કે આપણા શહેરમાં મહારાજશ્રી સાતેક દિવસથી પધાર્યા છે; અને આજે કેટલાક વૈષ્ણવો બ્રહ્મસંબંધ પામવાને માટે મહારાજશ્રી પાસે ગયા હતા. તારી મામી ધનકોરે લગભગ ચાલીસ વર્ષ થવા આવ્યાં તો પણ તેમણે બ્રહ્મસંબંધ હજુ સુધી લીધાં નહોતાં, પણ આજે તેમણે ભગવદિચ્છાથી તે લેવાને માટે મહારાજશ્રીની પાસેથી આજ્ઞા લીધી હતી માટે હું તેની સાથે ત્યાં ગઈ હતી, તેથી સ્હેજ વાર લાગી છે.

**મનહર**—"પણ, બા એ બ્રહ્મસંબંધ શું છે તે મને હજુ પણ સમજણ પડતી નથી. તેં મને બ્રહ્મસંબંધ ન્હાનપણમાં લેવડાવ્યાં હશે, તેથી મને તે શું છે અને શા માટે આપણે તે લેવાનાં છે એ સંબંધી કંઈપણ જ્ઞાન નથી, તો તે તું સમજાવીશ."

**ચન્દન**—"મનહર, તારી આ જીજ્ઞાસા જાણીને મને ઘણો આનંદ થાય છે. પણ બ્રહ્મસંબંધ સંબંધી હું તને બરાબર સમજ આપી શકું એમ નથી. અત્યારસુધી હું પણ આ વિષયમાં તદ્દન અજ્ઞાન હતી. પણ ગયા અઠવાડીઆમાં આપણા શ્હેરમાં પેલી વૈષ્ણવ મહાસભા સ્થપાઇ છે કની,

તેના તરફથી મહારાજશ્રીના પ્રમુખસ્થાને, એક શાસ્ત્રીજીએ એ વિષય ઉપર બહુજ સુંદર પ્રવચન કર્યું હતું. તે વખતે જો તું મારી સાથે તે વ્યાખ્યાનમાં આવી હોત તો તને સારી સમજણ પડત. હું જે પ્રમાણે જાણું છું તે પ્રમાણે તને સમજાવીશ. પણ પ્રથમ તો આપણે બધાં જમી અને પરવારી લઈએ."

ત્યાર પછી ભગવાનદાસ જમવાને માટે ઉઠયા, અને અર્ધા કલાકમાં જમી રહ્યા. પછીથી મનહર અને ચંદનલક્ષ્મીએ ભોજન લીધું અને કલાકમાં વાસણ વગેરે માંજીને પરવારી રહ્યાં. ભગવાનદાસને વીમા ઓફીસમાં કામ હોવાથી, તે લુગડાં પહેરીને બહાર ગયા. ઘરમાં ચન્દનલક્ષ્મી, મનહર અને તેની ન્હાની બ્હેન રમા અને પાંચ વર્ષનો ભાઈ ધનેશ્વર હતાં. લગભગ બે વાગે બધાં કામથી પરવારીને મેડા ઉપરની ઓરડીમાં ગયાં. તેજ વખતે ધનકોર તથા તેની પાડોશણ ચંચળ અને નર્મદા પણ સાથે આવ્યાં. ચંદનલક્ષ્મીએ એ બધાંને આવકાર આપીને બેસાડયાં. પ્રથમ તો એ બધાની સાથે જુદી જુદી વાતો ચાલી. પછી ચંદને મનહરને કહ્યું કે, "તું બ્રહ્મસંબંધ શું છે એ જાણવાની ઉત્કણ્ઠા દેખાડે છે તો મેં જે વ્યાખ્યાનમાંથી સાંભળ્યું છે તે પ્રમાણે હું કહીશ. આ ધનકોર પણ એ શ્રવણ કરવાનેજ આવ્યાં છે."

**ધનકોર**—"આ ચંચળ અને નર્મદા પણ તે સમજવાને મારી સાથે આવ્યાં છે."

**ચંદનલક્ષ્મી**—"તો મનહર તું બરાબર રીતે સમજી રાખજે." પ્રથમ તો હું તને બ્રહ્મસંબંધનો અર્થ કરી બત-

લાવીશ. જેમ આપણે દુનિઆમાં લગ્ન-સંબંધ કરીએ છીએ તેવીજ રીતે આપણા જીવનો બ્રહ્મની સાથેનો સંબંધ છે. જેમ કોઈ કન્યા અમુક વર તેનું વરણ કરે ત્યારે તેનો તેની સાથેનો સંબંધ જોડાય છે, તેમ જીવને પણ બ્રહ્મ જ્યારે વરણ કરે છે ત્યારે તેનો સંબંધ બંધાય છે; જેમ લગનમાં કોઈ પુરોહિત વરકન્યાને સંબંધ કરી આપે છે તેમ અહિંઆં પ્રભુની આજ્ઞાથી શ્રીમહાપ્રભુજી તથા તેમના વંશજોદ્વારા આ જીવ અને બ્રહ્મનો સંબંધ થાય છે."

**મનહર**—"પણ તમે બ્રહ્મશબ્દ જે વાપરો છો તે હું બરાબર સમજતી નથી, તે સમજાવોને."

**ચંદનલક્ષ્મી**—મનહર, તું બ્રહ્મશબ્દમાં ગુંચવાઈ ગઈ! બ્રહ્મશબ્દથી આપણે શ્રી ઠાકોરજી, પ્રભુ-ભગવાન-કૃષ્ણ વગેરે સમજવાનું છે. જે સદાનંદ પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન્ છે તેજ વેદશાસ્ત્રોમાં બ્રહ્મ કહેવાય છે. સ્મૃતિઓમાં તેમનું નામ પરમાત્મા કહેવાય છે, અને ભાગવતમાં ભગવાન કહે છે. એ ભગવાન કહેવાય છે, તેનું કારણ એ છે કે એમનામાં ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એમ છ ધર્મો છે. પણ આ ભગવાનનું ખરૂં સ્વરૂપ તો રસાત્મક છે. આનંદમય છે. આનંદ સ્વરૂપે તે સાકાર છે. એમના હસ્ત ચરણ વગેરે અવયવો આપણા જેવા નથી હોતા, પણ આનંદમયજ હોય છે. જેમ સાકરની બનાવેલી પૂતળીમાં સર્વત્ર સાકરજ હોય છે, તેમ આ પ્રભુ પણ સર્વત્ર આનંદમય હોય છે. એ પ્રભુમાંથી આ સર્વ જગત તથા જીવો ઉત્પન્ન થાય છે. આપણા મંદિરોમાં જે પ્રભુની સેવા થાય છે, તે આ રસાત્મક પ્રભુની જ

સેવા થાય છે એ રસાત્મક અને આનંદમય પ્રભુની સાથે જો-આપણો-જીવનો સંબધ થાય ત્યારેજ બ્રહ્મસંબધ થયું છે એમ કહી શકાય

**મનહર**—બા, તમે જે બ્રહ્મનો અર્થ મને કહી બતલાવ્યો તે તો મને સમજણ પડી. વળી તે બ્રહ્મનું સ્વરૂપ રસાત્મક તથા આનંદમય છે તે પણ હું સમજી જો કે એક પુસ્તકમાં મે વાચ્યું હતુ કે બ્રહ્મ એટલે જ્ઞાન. એટલે બ્રહ્મનું સ્વરૂપ જ્ઞાનજ હોઈ શકે પણ એ પુસ્તક તો શંકરાચાર્યના અનુયાયીએ લખેલુ હતુ એટલે એમાં લખેલુ મે માન્યું નહોતુ કારણ કે શ્રીમહાપ્રભુજીએ માયાવાદીઓના મતનું ખણ્ડન કર્યું છે પણ તમે જે એમ કહ્યુ કે, "આપણા મંદિરમા એ રસાત્મક અને આનંદમય પ્રભુની સેવા થાય છે" તો શુ આપણા માર્ગ સિવાયના અન્યમંદિરોમા એ રસાત્મક પૂર્ણ પુરૂષોત્તમની સેવા થતી નથી ?

**ધનકોર**—"ચદન બ્હેન મને પણ એજ શકા થઈ હતી. ઠીક થયું કે મનહર બ્હેને આ પ્રશ્ન તમને પૂછ્યો મનહર તુ ખરી બુદ્ધિશાળી છોકરી છે હુ ચચળ તથા નર્મદા તો દરરોજ રણછોડજી, નારણદેવ, રામજી મંદિર વગેરે સ્થળે દર્શન કરવાને જઇએ છીએ

**ચંદનલક્ષ્મી**—બ્હેન મે ભૂલ કરી કે આ પ્રસગ છોડયો. પણ તેની કઈ હરકત નહિ જે બ્રહ્મને રસાત્મક અગર આનંદસ્વરૂપ કહ્યા તે પૂર્ણ આનંદસ્વરૂપ અર્થાત્ અગણિતાનંદ સ્વરૂપ હોય તો તે પુષ્ટિ પુરુષોત્તમ ગણાય, પણ જે ગણિતાનંદ હોય તે મર્યાદા પુરુષોત્તમ ગણાય. ફક્ત

શ્રીકૃષ્ણજ પૂર્ણાનંદ ગણાય છે, તે સિવાયના જો કે પ્રભુના અવતાર ઘણા છે, છતાં પણ તે ગણિતાનંદ હોવાથી તે મર્યાદા ગણાય છે. જે પ્રભુનું પ્રાકટ્ય શ્રી નંદરાયજીને ઘેર થયું તેજ આપણા પુષ્ટિ પુરુષોત્તમ, શ્રી દેવકીજીને ત્યાં પ્રકટ થયેલા વસુદેવ તે મર્યાદા પુરુષોત્તમ છે. એજ રીતે શ્રી રામચંદ્ર, નારાયણ વગેરે બીજા સ્વરૂપો તે પણ પ્રભુના જ છે. પણ એ પૂર્ણ પુરુષોત્તમ તો નહિજ. આપણે આપણો સંબંધ પૂર્ણ પુરુષોત્તમની સાથે બાંધવાનો છે. જો કે અન્ય સર્વ અવતારો એકજ પ્રભુના છે, છતાં પણ તેમાં કેટલું તારતમ્ય છે તે શ્રી દયારામભાઈના નીચેના પદમાં આપેલું છે તે હું ગાઉં છું કે જેથી કરીને તમને સમજણ પડશે.

સુણ શ્રીજીથી અવતાર સહુ પણ કારજ કારણ ભેદ;
કો કળા અંશાવેશ વિભૂતિ કૃષ્ણ અલમ્ કહે વેદ.
જે પતંગ સરખા પ્રેમી અનલ ન જ્યોત વહેરો કોય;
પણ રસિક ટેકી ચકોર વણ અંગાર તૃપ્તિ ન હોય.
વળી ન્યૂનાધિક છે યજન ફળ ક્રમે ક્રમે શાસ્ત્ર પ્રમાણ;
તે કહું કિંચિત્ શ્રવણ કર વિધિ હોય જો તું અજાણ.
જો જન્મ પંચ લગી ભજે અવતાર હરિના અન્ય;
તો હયગ્રીવ સ્વરૂપમાં ભક્તિ ઉપજે તે પુણ્ય.
દશ જન્મ હયશિર ઉપાસનથી પ્રીતિ નરહરિ પામે;
જે રૂપ કૌસ્તુભ દયાપ્રીતમ સ્મરતાં ભય વામે.

૫૬

સહસજન્મ સેવો નૃસિંહજી, પ્રકટે નારાયણમાં રંગજી;
ભજતાં નારાયણ ભવ કોટિજી, શ્રીરઘુપતિ ઉદ્‌ભવરતિ મોટીજી.

રઘુવર સેવ્યે જન્મ અનંતજી, તવ હોય શ્રીકૃષ્ણભક્તિવંતજી;
શ્રીજી સેવ્યે પરમગતિ પામેજી, વૃંદાવન લીલા વિશ્રામેજી.

ઢાળ.

વિશ્રામ વૃંદાવિપિન જ્યહાં નિત્યે યુગલ રતિરાસ;
તે વૃંદાવન ચંદ્રમા અવતાર અખિલ નિવાસ.
શ્રી રાધાવરના હાસ્યથી પ્રકટિયા છે શ્રી રામ;
નરહરિ કૌસ્તુભ મણિ છે ઉર સદા સુંદર શ્યામ.
શ્રી વામનજી કટિમેખલા પૃથુ પીતાંબર પ્રભુ રૂપ;
શ્રી ઋષભદેવજી બાજુબંધ તણું સ્વરૂપ અનૂપ.
શ્રી વત્સલાંછન કૂર્મજી છે પાદ પલ્લવ મચ્છ;
પ્રાદેશ માત્ર વરાહજી અવતાર શ્રીજી સ્વચ્છ.
છે દત્તાત્રયજી ચતુર્ભુજ સનકાદિક આયુધ ચાર;
છે નૂપુર કંકણ મન્વંતર રક્ષક પ્રભુ અવતાર.

* * *

ભૂમા ક્ષીરાબ્ધિ આદિ વળી સત્ય શ્રીમન્નરનારાયણ;
પ્રદ્યુમ્ન અનિરુદ્ધ વાસુદેવ ચોથા વ્યૂહ શ્રીસંકર્ષણ.
ગોલોક એથી પર બ્રહ્મપુર શ્વેતદ્વીપાદિ હરિ ઠામ;
જ્યહાં ગયે ના પડવાપણું, સ્વયં પૂર્ણ મહદ્ તે ધામ.
ઐશ્વર્ય ષટ શ્રી કૃષ્ણનાં ષટ નારાયણનાં રૂપ;
છે ચતુષ્ટય અંતઃકરણો ચોવ્યૂહ શ્રી વ્રજભૂપ.
સદ્રૂપ સમજ વિરાટ અક્ષર બ્રહ્મ ચિદ્ છંદ;
છે નારાયણ આનંદમય, શ્રીકૃષ્ણ પરમાનંદ.
સચ્ચિદાનંદ સ્વરૂપ તે સમજવું એણી રીત;
છે સદાનંદ શ્રીરાધિકાવર તે શું કરવી પ્રીત.

પ્રાકૃત સકલ સુર બૃહદ્ ગણિતાનંદ ભાખ્યું બ્રહ્મ;
જન દયાપ્રીતમ પૂર્ણાનંદ શ્રીકૃષ્ણ પુરુષોત્તમ.

આ પદમાં દયારામભાઈ ભગવાનના જુદા જુદા અવતારોની સમજુતી આપે છે અને છેવટે કહે છે કે પરમાનંદ સ્વરૂપ તો રાધિકાવર કૃષ્ણ જ છે માટે આપણે આપણો સબંધ એ બ્રહ્મ સાથે કરવાનો છે.

**મનહર**—તમે બ્રહ્મનું સ્વરૂપ સમજાવ્યું, પણ જીવનું તો સમજાવ્યું નહિ, જીવનું સ્વરૂપ જાણ્યા વગર જીવે શા માટે બ્રહ્મસબંધ કરવો જોઈએ તે શી રીતે સમજાય ?

**ચંદનલક્ષ્મી**—બ્હેન મનહર, તું તો પ્રશ્ન પણ સારા કાઢે છે. હું કાંઈ શાસ્ત્રી નથી કે શાસ્ત્રનાં પુસ્તકો વાંચીને તારા આવા ગહન પ્રશ્નનો ઉત્તર આપી શકું. તો પણ હું તને ટુંકમાં મારી બુદ્ધિ પ્રમાણે કહું છું. આપણા માર્ગમાં જીવને ભગવાનનો અંશ કહ્યો છે. જેમ અગ્નિમાંથી તણખાઓ છૂટે છે તેમ જીવ પણ બ્રહ્મમાંથી છૂટયો છે. ભગવાનના આનંદ સ્વરૂપનું તિરોધાન થવાથી જીવ થયો છે. એટલે જીવમાં ચિત્ છે પણ આનંદ ગુપ્ત છે. જીવ હૃદયની અંદર રહે છે. જેમ ચંદન એક સ્થળે લગાડેલું હોય તો પણ તેની શીતળતા સર્વત્ર ફેલાય છે તેમ હૃદયમાં સ્થિત રહેલા જીવનું ચૈતન્ય આખા શરીરમાં ફેલાય છે. સર્વ જીવો ભગવાનથી છૂટા પડેલા છે તેથી તેઓ દીન, દુ:ખ, સહનશીલ, હીન, જન્માદિની આપત્તિને વશ, અહંબુદ્ધિવાળા તથા વિષયાસક્ત થયેલા છે. પણ જ્યારે તે જીવમાં ગુપ્ત રહેલો આનંદ તેનામાં બહાર પ્રકટ થાય તો, તે પોતાનું સ્વરૂપ પાછું મેળવી શકે

છે. આ અંશરૂપ જીવ અંશી ભગવાનની માફક ષડધર્મ પાછા મેળવે છે તથા આનંદ રૂપ થાય છે.

**મનહર**—આપણે આ જીવને કેમ જોઈ શકતા નથી?

**ચંદનલક્ષ્મી**—જીવને જોઈ શકાય છે, પણ આપણા ચર્મચક્ષુઓથી નહિ. આ જીવ રૂપ અને ઇંદ્રિયોના સંબંધ વગરનો હોવાથી ઇંદ્રિયો તેને જોઈ શકતી નથી, પણ ત્રણ પ્રકારે એ જીવને જોઈ શકાય છે.

યોગ વડે સાધિત થયેલા મનથી (૨) ભગવદ્દષ્ટિ અને ૩ દિવ્યજ્ઞાનદષ્ટિથી. અર્જુનને ભગવાનને જોવાની ઇચ્છા થઈ ત્યારે ભગવાને તેને દિવ્યદષ્ટિ આપી હતી અને પોતાનું વિશ્વરૂપ દેખાડ્યું હતું. ત્રણ સાધનો દેખાડ્યાં તેમાં, દિવ્ય-દષ્ટિનું સાધન ઉત્તમ ગણી શકાય!

**મનહર**—પણ જીવને એવી દષ્ટિ મળે શી રીતે?

**ચંદન**—તે તો ભગવાનનો અનુગ્રહ હોય તોજ મળે. શ્રી મહાપ્રભુજીએ દર્શાવેલા ભક્તિમાર્ગમાં પ્રવેશ કરીને પ્રભુની નિરંતર ભક્તિ કરવી અને તે ભક્તિ નિરંતર કરવાથી આ દિવ્યદષ્ટિ મળે છે. પણ જ્યાં સુધી જીવને બ્રહ્મસંબંધ પ્રાપ્ત થયો નથી ત્યાં સુધી આ દિવ્યદષ્ટિ સંપાદન પણ નજ થઈ શકે! જીવનું મૂળ સ્વરૂપ શું છે તે આ ઉપરથી સમજાયું હશે. એ પોતે આનંદસ્વરૂપ પ્રભુનો અંશજ છે પણ તેમાં તે આનંદનું તિરોધાન થવાથી તે જીવભાવને પ્રાપ્ત થઈને આ સંસારમાં અહંતામમતાવાળો તથા દુઃખી બની રહ્યો છે ભગવાનની અવિદ્યા નામની શક્તિએ કરીને જીવ બંધનમાં પડયો છે. આ અવિદ્યા એને એના સ્વરૂપનું

અજ્ઞાન કરાવી રહી છે, તથા અધ્યાસમાં નાખી રહી છે. સ્વરૂપનું અજ્ઞાન, ઇન્દ્રિયાધ્યાસ, અંતઃકરણાધ્યાસ, દેહાધ્યાસ, આ અવિદ્યાના પાંચ પર્વથી જીવ બંધાયો છે, પણ ભગવાનની વિદ્યા નામની બીજી શક્તિ છે, તેના સેવનથી એ આ બંધનમાંથી છૂટે છે. એ વિદ્યાનાં પણ પાંચ પર્વ છે વૈરાગ્ય, સાંખ્ય, તપ, યોગ અને ભક્તિ. જેઓ દૈવી જીવો હોય છે તેમનો જ આ પંચપર્વ વિદ્યામાં પ્રવેશ થાય છે. વૈરાગ્ય એટલે વિષયથી દૂર રહેવું, સાંખ્ય એટલે નિત્ય અને અનિત્ય વસ્તુનો ત્યાગ કરવો, તથા જીવ અને બ્રહ્મનો સંબંધ શો છે તે સમજવો, તપ એટલે વિચારપૂર્વક આલોચન કરવું અગર સેવાપરાયણ રહેવું. યોગ એટલે સઘળી ઇન્દ્રિયો તથા મનનું દમન કરવું અગર પ્રભુમાં ચિત્તને જોડવું, અને ભક્તિ એટલે પ્રેમપૂર્વક પ્રભુને સેવવા. ભક્તિ કરવાથી જ જીવ ભગવાનને મેળવી શકે છે, તથા સ્વરૂપાનંદ પ્રાપ્ત કરે છે, પણ તેને માટે યોગ્યતા મેળવવાને પ્રથમ બ્રહ્મસંબંધ કરવું જોઈએ.

મનહર—બ્રહ્મસંબંધ વગર આપણે સેવા કરીએ તો તે પ્રભુ ના સ્વીકારે ?

ચંદન—જે વૈષ્ણવો રસાત્મક સ્વરૂપને ભજનારા છે તેમને સ્વરૂપાનંદની પ્રાપ્તિનો અધિકાર મેળવવાને પ્રથમ બ્રહ્મસંબંધ કરવું જ જોઈએ. તે સિવાય એમની સર્વ સેવાદિનું ફલ થતું નથી. જેમ પતિત થયેલા બ્રાહ્મણોનો સંધ્યામાં અધિકાર નથી, તેમ બ્રહ્મસંબંધના સંસ્કાર રહિત વૈષ્ણવને પુષ્ટિસંપ્રદાયાનુસાર સેવાનો અધિકાર નથી.

**મનહર**—પણ બ્રહ્મસંબધ સંબંધે મહારાજશ્રી તો આપણી પાસે માત્ર મત્રજ બોલાવે છે, એજ કે બીજું કંઈ? ફક્ત પોપટની માફક ગદ્યમંત્રનો ઉચ્ચાર કરીને બ્રહ્મસબંધ કરવાથી જીવને સ્વરૂપાનદની સ્ફૂર્તિ કરાવનાર માર્ગમાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થતો હશે?

**ચદન**—બ્રહ્મસંબધ કરવો એટલે કઈ શુકની માફક ગદ્યમત્રનો ઉચ્ચાર કરવો એવો જો તુ અર્થ સમજતી હોય તો તે ભૂલ છે. બ્રહ્મસબધના ગદ્યમત્રમા ઘણુ ઉચ્ચ રહસ્ય રહ્યુ છે તે તુ જાણે છે? એ ગદ્યમત્રમાં સર્વ વસ્તુ પ્રભુને સમર્પણ કરવી એવું રહસ્ય સમાયુ છે. જ્યાં સુધી જીવ જેને તે સસારમા અહતા-મમતા બુદ્ધિને લીધે પોતાની વસ્તુ ગણે છે તે ઉપરથી પોતાનો હક્ક ઉઠાવી લઇને, પ્રભુને નિવેદન ન કરે ત્યાંસુધી બ્રહ્મસબંધ મત્રનું રહસ્ય તે સમજી શકયો નથી ભક્તિમાર્ગની સીડી ઉપર ચઢવામાં આત્મનિવેદન એક મહાયજ્ઞ છે યજ્ઞની ભાવનામાં ત્યાગ એ મુખ્ય વસ્તુ છે, તો આત્મનિવેદનમાં જીવ દુનિઆમાં જે કઈ પોતાની વસ્તુ ગણે છે તેનોજ ત્યાગ કરે છે એટલુ જ નહિ, પણ પોતાને પ્રિય જે પોતાનો આત્મા તેનો પણ ત્યાગ કરે છે, અર્થાત્ સર્વ વસ્તુનો પ્રભુપ્રીત્યર્થ વિનિયોગ કરે છે પ્રથમ તો તે બાહ્યવસ્તુઓમાં દારા, પુત્ર, આપ્તજનો વિત્ત, પાપ-પુણ્ય, આ લોક તથા પરલોક એ સર્વનો ત્યાગ થવો જોઈએ પ્રભુને તે બધાનું નિવેદન થવું જોઈએ. એ સર્વ વસ્તુઓ મારી નથી પણ પ્રભુનીજ છે માટે પ્રભુના કાર્યમાં-સેવામાં તેમનો વિનિયોગ થવો જોઈએ સ્ત્રી પુત્ર સર્વનો વિનિયોગ સેવાના કામમાં થવો જોઈએ, તે સિવાય

બીજાં કશાં કાર્યમાં તેમને રોકવાં નહિ જોઈએ. આ બાહ્ય વસ્તુનો ત્યાગજ માત્ર બસ નથી. આન્તર ત્યાગ પણ થવાની જરૂર છે, માટે તેની દેહ, ઇદ્રિય, પ્રાણ, અંતઃકરણની વૃત્તિઓ એ સર્વનો ત્યાગ થવાની જરૂર છે, અર્થાત્ તેનો પણ વિનિયોગ પ્રભુમાં થવો જોઈએ. જ્યાં સુધી દેહાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ, અને અંતઃકરણાધ્યાસ છૂટે નહિ ત્યાં સુધી આ વિનિયોગ થવો પણ દુર્લભ છે. આ ઉભય પ્રકારના ત્યાગની સાથે પોતાના આત્માનો ત્યાગ–નિવેદન–પ્રભુને કરવું જોઇએ પ્રભુ કયા તે તો મેં તને પ્રથમથી જણાવ્યું છે તે ષડ્ધર્મયુક્ત ભગવાન ગોપીજનવલ્લભ–રસેશ આનંદઘન કૃષ્ણ એ પ્રભુને સર્વ વસ્તુનું નિવેદન કરવું જોઇએ આ પરમ ત્યાગની મૂર્તિ શ્રીગોપીજનો હતાં, માટે પ્રભુએ તેમને રસનો સાક્ષાત્કાર રાસાદિ ઉત્સવથી કરાવ્યો છે.

**મનહર**—શું એ ગોપીજનોનો ત્યાગ એટલો બધો મોટો હતો, કે પ્રભુએ તેમને સાક્ષાત્કાર કરાવ્યો ?

**ચંદન**—હા, કારણ કે જે સુખ હરબ્રહ્માદિકને ન મળે તે તેમને મળ્યું માટે તેમનો એ ત્યાગ અધિકજ ગણાય. જો સાંભળ દયારામભાઈ શું કહે છે.

"અહોભાગ્ય ભાગ્યધન, વ્રજજન પરમ પવિત્ર;
પૂર્ણ બ્રહ્મ સનાતન, પરમાનંદ થયા જેના મિત્ર,
મિત્ર થઈ સર્વ સુખ દીધું, સર્વભાવે કારજ બહુ કીધું;
શેષ મહેશ વિધિશ્રી અલભ્ય, તે ફળ શ્રીગોપીજન લભ્ય.

**મનહર**—ત્યારે સર્વ વસ્તુનો ત્યાગ કરીને તે પ્રભુને નિવેદન કરવું અર્થાત્ આત્મનિવેદન કરવું તે ગદ્યમંત્રનું ૨હસ્ય છે ?

**ચંદન**—હા, એજ, પણ એ આત્મનિવેદન કરવું તે સુલભ નથી. આ આત્મનિવેદની વ્યાખ્યા દયારામભાઈએ "ભક્તિપોષણ"માં આપી છે તે ઉપર તું ધ્યાન રાખ.

દેહ પ્રાણ ઇંદ્રિય અંતઃકરણ. ધર્મ દાર ગૃહ ધન,
પુત્ર આદિ આત્મા સહ સર્વ, સમર્પો જુગજીવન.
જુગજીવન સર્વાત્મભાવે. સેવા કરે સદા સહજ સ્વભાવે;
તેજ ગમે પ્રભુ જેમ સુખી થાય, આત્મનિવેદન એ કહેવાય.
માટે
સર્વ વસ્તુ છે શ્રીકૃષ્ણની, જેની છે તેને શે ન સમર્પે ?
આત્મા સહિત અર્પણ કરી, હરિદાસ થાતી શીદ ડરપે;
ડરપે છે કાળથી રહે છે ઉચાટે, તેં પરનું માન્યું પોતાનું તે માટે,
જેથી બધાંયો તે વસ્તુ દે મુકી, તારી ન જાણીશ એ શટ ચુકી.

બ્રહ્મસંબંધ મંત્રનું પરમ રહસ્ય પ્રભુથી જીવને થયેલા વિરહની સ્ફૂર્તિ કરાવવાની છે, કારણ કે પ્રભુ પ્રાપ્તિ માટે તે વિરહજન્ય ક્લેશ થાય તોજ આનંદની પ્રાપ્તિ થાય છે.

**મનહર**—*આ ગદ્યમંત્રનું પ્રથમ દાન કોણે કર્યું.

**ચંદનલક્ષ્મી**—આ મંત્ર શ્રીઠાકોરજીએ શ્રાવણ સુદ ૧૧ ને દિવસે પ્રકટ થઈને " મહાપ્રભુજીને આપ્યો છે. તે મંત્રનું દાન જે જીવો શ્રીઆચાર્યજી તથા તદ્વંશજોને શરણે જાય છે તેને થાય છે—આ સંબંધીનું હું એક ધોળ ગાઉં છું તે તમે બધાં ઝીલજો; કારણ કે તેથી તેનો મર્મ તમને બધાંને ખુલ્લો થઈ જશે.

---

'શ્રી પુષ્ટિમાર્ગીય નામ-નિવેદન મંત્ર નિરૂપણ'
* જે બ્હેન ! ઉપરનું આ એક પુસ્તક તમે આજેજ મંગાવી લ્યો, અમદાવાદથી દેસાઇ લલ્લુભાઇ છગનલાલને ત્યાંથી. જેમાં બ્રહ્મસમ્બન્ધ મંત્ર વિષેની તમામ હકીકત આપી છે.

પુષ્ટિમાર્ગના સિદ્ધાંતની સાભળો કહુ એક વાત,
શ્રાવણ સુદિ એકાદશી વચન કહ્યા તે રાત
શ્રીમદ્દવલ્લભને મન ચિંતા ઉપજી એહ,
આજ્ઞા બ્રહ્મસબધની પ્રભુજીએ કીધી તેહ
પોતાના જન જાણીને ચિન્તા ધરી મનમાહ,
આતુરતા દીઠી ઘણી શ્રીજી પધાર્યા ત્યાહ
તમે છો પૂર્ણ પુરુષોત્તમ જીવ છે દોષ સહિત,
ઉદ્ધારનુ કારણ પ્રભુ કહેજો ધરીને ચિત
ત્યારે શ્રીજી એમ બોલીયા સાભળો વૈષ્ણવરાય,
નામ સમર્પણ જે કરે તેના પ્રાયશ્ચિત જાય
જીવ માત્ર જે કોઇ આવે તમારે શરણ,
તે ઉપર કરુણા કરી રાખીશ મારે ચરણ
પવિત્ર કીધુ સૂત્રનુ પહેરાવ્યું જગદીશ,
કેસરરગે રગીયું તાર ત્રણસે ત્રણ વીશ
મિશ્રી ભોગ ધરાવીને વસ્ત્ર પહેરાવ્યા તત્કાલ,
કોર છેડા કર્યા કેસરી ધોતી ઉપરણા રસાલ
સેવકજન સુખ કારણે શ્રીજીએ કીધો શ્રમ,
નામ સમર્પણ આપીને રાખ્યો વૈષ્ણવ ધર્મ
શ્રીગિરિધરજી મદિરે પધારીયા એ સુખ કહ્યા નવ જાય
હરિદાસ શોભા જોઈને આનદ મગળ ગાય

ચદનલક્ષ્મીએ એટલી બધી સુદર રીતે ધોળ ગાયું કે ધનકોર, ચચળ તથા નર્મદા તો એકદમ તેની પ્રશસા કરવા મડયા અને બોલ્યા "ચદનબહેન, તમે આવુ સરસ જ્ઞાન ધરાવો છો તથા ગાઈ શકો છો તે અમે તો આજેજ જાણ્યું" ચદનલક્ષ્મી એનો કોઈપણ ઉત્તર આપ્યા સિવાય થોડોક સમય મૂગી રહી

**મનહર**—ચંદનબા, આજે તમે મારી શંકાઓનો સારો ઉકેલ કરી આપ્યો, અત્યાર સુધી હું બ્રહ્મસંબંધમાં કંઈપણ સમજતી નહોતી. આવું તો મારા મોટા કાકાએ પણ કોઈ દિવસ મને સમજાવ્યું નહોતું.

**ચંદનલક્ષ્મી**—હું પણ બ્રહ્મસંબંધનું રહસ્ય જાણતી, નહોતી પણ જ્યારથી આપણા શહેરમાં સ્થપાયેલી “વૈષ્ણવમહાસભા”નાં વ્યાખ્યાનો સાંભળવાં માંડયા ત્યારથી મને આપણા માર્ગના સિદ્ધાન્તોની સમઝણ પડતી ગઈ.

**ચચંળ**—તમે સભામાં વ્યાખ્યાન સાંભળવાને જતાં હતાં ? આપણાથી બૈરાંથી તો એમ ન જવાય.

**ચંદનલક્ષ્મી**—આપણાથી વિના પ્રયોજને બહારતો નજ જવાય, તેમાંજ ખરેખર આપણી માર્યાદા જળવાઈ રહે છે પણ મંદિરમાં દર્શન કરવામાં તથા ધાર્મિક વ્યાખ્યાનો સાંભળવા જવામાં આપણે માટે કોઈ પણ પ્રતિબંધ થવો ન જોઈએ. કારણ કે ધર્મ જેટલો પુરુષ વ્યક્તિને માટે જરૂરનો છે. તેટલોજ સ્ત્રીઓને માટે પણ છે, માટે ધાર્મિક બાબતોનું જ્ઞાન સ્ત્રીઓને પણ મળવું જોઈએ. સ્ત્રીઓ જો ધાર્મિક વિષયો બરાબર સમજે તો પુરુષોને સેવા કરવામાં ઘણી ઉપયોગી થઈ પડે એટલુંજ નહિ પણ બાળકોના મગજમાં ન્હાનપણથી ધર્મના સારા સંસ્કારો નાખી શકે. હું તો આ મહાસભાની સભાસદ પણ બની છું. ધનકોર તથા તમો બન્ને પણ સભાસદ થાઓ તો સારૂં ! !

**ધનકોર**—**ચંચળ**—તથા **નર્મદા**—અમે પણ સભ્ય જરૂર થઈશું. જ્યારે જ્યારે એ મહાસભા તરફથી વ્યાખ્યાન થાય તો અમને પણ ચંદન બ્હેન સાથે લઈ જશો, હાંકે એકલાં એકલાં લાભ હવે ના લઈ આવશો !

રમણિક—એ પુસ્તક હમણાં છપાયલું છે? એમાં કયો વિષય આવે છે?

માધવપ્રસાદ ,'એમાં કયો વિષય છે, એ હું તને હમણાં ટુંકમાં સમજાવીશ, પણ એ પુસ્તક વિષેનો તને સ્હેજ પરિચય કરાવું છું. મેં તને કહ્યું હતું કે અણુભાષ્યના કર્તા અને શુદ્ધાદ્વૈતના પ્રતિપાદક શ્રીમદ્ વલ્લભાચાર્યે ઘણા ગ્રંથો લખેલા છે, તેમાંનો આ એક એમનોજ ગ્રંથ છે. હું જે ગ્રંથ વાંચતો હતો તે ગ્રંથ મી. મૂળચંદ તેલીવાળા નામના ગૃહસ્થે છપાવ્યો છે, એમાં મૂળ ગ્રંથ ઉપર ઘણીજ સંસ્કૃત ટીકાઓ છે, વળી તારા જેવા માટે તો અંગ્રેજીમાં વિદ્વત્તાથી પૂર્ણ ઉપોદ્ઘાત તથા ગુજરાતી ટીકા પણ છે.

રમણિક—વારુ, એ ગ્રંથનું નામ "સિદ્ધાન્તનું રહસ્ય" શાથી રાખ્યું છે?

માધવપ્રસાદ—એમાં પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તનું રહસ્ય આપવામાં આવ્યું છે. પુષ્ટિમાર્ગ એટલે રસાત્મક પ્રભુના અનુગ્રહનો માર્ગ; એ માર્ગમાં પ્રવેશ શી રીતે થઈ શકે તથા બ્રહ્મની પ્રાપ્તિ શી રીતે બને તે માટેનું રહસ્ય એમાં સ્ફુટ કરવામાં આવ્યું છે. ખાસ કરીને વૈષ્ણવ ધર્મમાં જે બ્રહ્મસમ્બન્ધની દીક્ષા આચાર્યશ્રીઓ તરફથી વૈષ્ણવોને આપવામાં આવે છે તેની આવશ્યક્તા શા માટે છે તેનું સ્પષ્ટીકરણ તેમાં છે!

રમણિક—પ્રથમ તો હું બ્રહ્મસમ્બન્ધ એ શબ્દનો અર્થ તારી પાસે જાણવા માંગું છું. તારી વાતથી મારામાં કંઈક જીજ્ઞાસા ઉત્પન્ન થઈ છે અને તેથી આજે બહાર જવાનું હું પણ મોકુફ રાખું છું.

માધવપ્રસાદ—રમણિક, બ્રહ્મ એટલે શું તે તો તું સારી પેઠે જાણે છે. કોલેજમાં બી. એ કલાસમાં તેં ઐચ્છિક વિષય તરીકે લીધેલો હોવાથી તું કદાચ નહિ સમજી શકે, પણ હું તને ટુંકમાં એ વિષય સમજાવીશ. બ્રહ્મસમ્બન્ધ એટલે બ્રહ્મ–પરમાત્માની સાથેનો સંબંધ જીવ શી રીતે કરી શકે તેને માટેની જીવની પ્રતિજ્ઞા એ બ્રહ્મસમ્બન્ધની દીક્ષા કહેવાય છે.

રમણિક....ભાઈ, તું બ્રહ્મ બ્રહ્મ કરે છે પણ મને એ બ્રહ્મનું સ્વરૂપ બિલ્કુલ લક્ષ્યમાં આવતું નથી કારણ કે હું તો જાણું છું કે તે બ્રહ્મ નિરાકાર છે ઇન્દ્રિયાતીત છે તો તેમની સાથે જીવનો સંબંધ થવો અશકય છે !

માધવ—રમણિક, તેં ફક્ત ઢાલની એકજ બાજુ જોઈ છે, એમ જણાય છે, તું બ્રહ્મને નિરાકાર કહે છે તેનું કારણ એટલું જ છે કે તેં સર્વ વેદઉપનિષદ્‌ની શ્રુતિઓ જોઇ નથી. તારા કહેવામાં અર્ધ સત્ય છે, પણ તે નિરાકારનો અર્થ બ્રહ્મની સાકારતાનો નિષેધ કરીને નહિ વેદાદિ શાસ્ત્રનું તાત્પર્ય અવલોકીને શ્રીમદ્‌અણુભાષ્ય, તત્ત્વદીપ નિબંધ વગેરે ગ્રંથોમાં શ્રીમદાચાર્યવલ્લભાચાર્યજીએ એ બ્રહ્મનું સ્વરૂપ દેખાડ્યું છે. અને તે આ પ્રમાણે છે. જેને આપણે ભગવાન તથા પરમાત્મા કહીએ છીએ તેને વેદાન્તની પરિભાષામાં બ્રહ્મ કહે છે એ હાનઆના સર્વ તત્ત્વોમાં અતિશ્રેષ્ઠ છે. માટે જ તેનું નામ બ્રહ્મ કહ્યું છે ( બ્રહ્મ શબ્દ બૃહ્–વધવું એ ધાતુમાંથી વ્યુત્પન્ન કરાય છે ) એ બ્રહ્મ સાકાર પણ છે અને નિરાકાર પણ છે એટલે બ્રહ્મનો આકાર પ્રાકૃતજનોની માફક નથી માટે તેને નિરાકાર કહ્યા છે, પણ તે આનંદમય છે માટે તે સાકાર છે.

રમણિક—માધવ, આ તું જે અર્થ મને જણાવે છે તેમાં કોઇપણ શાસ્ત્રનાં પ્રમાણ છે?

માધવ—હા ભાઈ, જોઈએ તેટલાં, અહીંઆં હું તને બધાં પ્રમાણ આપી શકું એમ નથી. પણ જો તું તૈત્તિરીયોપનિષદ્‌ની બ્રહ્માનંદ વલ્લી જોઇશ, તથા બૃહદારણ્યક ઉપનિષદ્‌માં ભૂવનનું વર્ણન વાંચીશ, તથા બ્રહ્મસૂત્રના आनंदमयोऽभ्यासात् એ સૂત્ર ઉપર શ્રી વલ્લભાચાર્યજીનું ભાષ્ય જોઇશ, તો તારી ખાત્રી થશે કે બ્રહ્મ આનંદ રૂપેજ સાકાર છે, પણ જો બ્રહ્મમાં લૌકિક પુરુષોનો આકાર કલ્પો તો નિરાકાર છે. અર્થાત્ આનંદ સ્વરૂપે તે સાકારજ છે. આવા આનંદઘન રસપ્રચુર પરમાત્માની સાથે જીવનો સંબંધ તેનું નામ બ્રહ્મ સમ્બન્ધ છે.

**રમણિક**—માધવ, તેં જણાવેલો સમ્બન્ધ શું અમુક પ્રકારના શબ્દોના ઉચ્ચાર કરવાથી થઈ શકે? મને તો એ બધું તદ્દન હંબગ જેવું લાગે છે

**માધવપ્રસાદ**—રમણિક, તું સબૂર કર! તું તો જાણે કોર્ટમાં કેસ લડવા બેઠો તેમ એકદમ તારો અભિપ્રાય શા માટે બાંધી દે છે? શાન્ત ચિત્તથી વિચાર કરીને દલિલો આપતો જઇશ તો તું તારી મેળેજ સમજી શકીશ કે, આપણી પૂર્વના જે જે મહાન્ આચાર્યો થઈ ગયા અને જેમણે પોતાના જ્ઞાનના પ્રભાવથી આ જગતને જીતી લીધું હતું તેઓ બુદ્ધિ વગરના હતા એમ તું માને છે?

**રમણિક**—ના, હું એમ તો નજ માની શકું, પણ મને આ બાબતની સમજણ પડતી નથી.

**માધવ**—વારુ ત્યારે એમ કહેને. હું તને એ પણ

સમજાવીશ. તું શ્રીવલ્લભાચાર્યના મતે અને શાસ્ત્રપ્રમાણે જીવ એ ભગવાનના અંશ છે. એ બ્રહ્મમાંથી છુટા પડયા છે. બ્રહ્મની માફક તેમનું પણ ખરૂં સ્વરૂપ આનંદમય છે, પણ બ્રહ્મથી છુટા પડયા પછી પોતાના એ સ્વરૂપને ભૂલી જવાથી તેઓ દુ:ખાદિનો અનુભવ કરી રહ્યા છે. તો જીવ પણ આનંદમયજ એ આનંદમય રસાત્મક પ્રભુના અંશ છે, એવું એને જો જ્ઞાન થાય તોજ તે પોતાનું સ્વરૂપ જાણી શકે અને બ્રહ્મની સાથેનો સંબંધ મેળવી શકે.

**રમણિક**—એ શી રીતે બને-કેવળ દીક્ષાથી ?

**માધવ**—હા, દીક્ષાથી. દીક્ષા એ એક પ્રકારની પ્રતિજ્ઞા છે. જીવે એ બ્રહ્મની સાથે સંબંધ કેળવવાને કોઈ પણ વસ્તુનો ત્યાગ કરવો જ જોઇએ. જેમ દુનિઆમાં કોઈ મોટા પુરૂષ સાથે આપણે નિ:સ્વાર્થ સંબંધ કેળવવો હોય તો કંઈ વસ્તુનો ત્યાગ કરવો પડે છે, તેમ પ્રભુ સાથેના સંબંધમાં પણ સમજી લેવું જોઈએ. આ ત્યાગ શેનો હોઈ શકે એ તને ખબર છે ? દુન્યવી સત્તા, કીર્તિ, મહત્તા, દ્રવ્ય, સુખેષણા ઈત્યાદિ સર્વને ઠોકર મારીને કેવલ પ્રભુપરાયણજ થવું જોઇએ. બાહ્ય તેમજ આંતર ત્યાગ જ્યારે સિદ્ધ થાય-દેહ, પ્રાણ, ઈન્દ્રિય, અંત:કરણ વગેરેના અધ્યાસ છુટી જાય, અને આત્માને ભગવદભિમુખ કરવામાં આવે તોજ સમજવું કે બ્રહ્મસંબંધ કરી શકવાને તે જીવ લાયક છે. અર્થાત્ આત્મનિવેદન એ મહાન્ યજ્ઞ છે. બીજા બધા યજ્ઞોમાં જેમ કંઈ ને કંઈ ચિજનું બળિદાન કરવાનું હોય છે, તેમ આ યજ્ઞમાં દુનિયામાં "મારૂં મારૂં" સર્વનો ત્યાગ કરીને પોતાના આત્માને પણ ભક્તિની વેદીમાં મૂકવો જોઈએ. આત્મનિવેદન એ મોટામાં મોટી

કૃષ્ણાની છે. અને બ્રહ્મસંબંધની દીક્ષા લેતી વખતે જીવે એ કૃષ્ણાની કરવાની, આત્મબળિદાનની પ્રતિજ્ઞા લેવાની છે, અને દીક્ષા પછી તદનુકૂળ પોતાનું જીવન ગાળવાનું છે. કેમ, રમણિક આ વાત તો તને સમજણ પડી કેની ?

**રમણિક**—હા, પણ કેવલ તેનો ઉચ્ચાર કરાવવાથી શું વળવાનું છે? નાનાં બાળકો તો એ સમજી શકતાં નથી. સમજીને જો કંઈ કરવામાં આવે તો તેનું ફળ મળે.

**માધવ**—તારો પ્રશ્ન બરાબર છે. આત્મનિવેદન એ ભક્તિમાર્ગીય સંસ્કાર છે. તું સંસ્કારના સિદ્ધાન્તને તો માનતો હશે. સારા સંસ્કારની છાપ આપવાને આપણે બાળકોને સારા વાતાવરણમાં અને સારા પુરુષોના સંસર્ગમાં રાખીએ છીએ. સંસ્કાર એ એવી વસ્તુ છે કે તેં જાણીને આપ્યા હોય કે અજાણતાથી આપ્યા હોય તો પણ તેની અસર થયા વગર રહેતી નથી. જો આપણે સાકરને અજાણતાં ખાધી હોય તો પણ તેના મધુર આસ્વાદનો અનુભવ આપણે કરીએ છીએ તેમજ અજાણતાથી વિષ લીધું હોય તો તેની પણ અસર થાય છે. અજાણતાથી અગ્નિનો સ્પર્શ થાય તો પણ દાહની અસર તો બને છેજ. અજાણતાથી જો આપણે બીને જમીનમાં નાખીએ છીએ તો પણ તેમાંથી પ્રચણ્ડ વૃક્ષો નીપજે છે અને ફળ આપે છે. તો આ ઉપરથી એટલું તો સિદ્ધ છે કે, અજાણતાથી કોઈ પણ કર્મ કરવામાં આવે તોપણ તેની અસર તો થાય છેજ, માટે બાળકોને પણ આ સંસ્કાર આપવામાં આવે તો તેથી તેઓ તેમનું ભવિષ્ય ઉજ્વળ બનાવી શકાય છે એમાં કોઈ ... શંકા નથી. ખ્રીસ્તી ધર્મમાં પણ તું જાણે કે Baptem

ના સંસ્કાર બાળકને આપવામાં આવે છે, તે બાળકની અજ્ઞાન દશામાંજ હોય છે.

રમણિક—વારૂં, એ બાબતની મારી શંકા તો દૂર થઈ. પણ એ બ્રહ્મ સમ્બન્ધ કોની પાસેથી લેવું જોઇએ?

માધવ—ગુરુ પાસેથી.

રમણિક—તે ગુરુ કેવા હોવા જોઈએ?

માધવ—ગુરુનો અર્થ એવો થાય છે કે (ગુ–અંધકાર અને રુ–નિરોધક) એટલે અંધકાર દૂર કરનાર જે હોય તે ગુરુ કહેવાય છે.

રમણિક—હું તો એવા ગુરુ કોઇ પણ સ્થળે જોઇ શકતો નથી.

માધવ—રમણિક, એ તારી મોટી ભૂલ છે. તું હજુ પણ ઉતાવળો નિર્ણય બાંધે છે. તને ખબર છે કે અખિલ ભૂમણ્ડલાચાર્ય વર્ય જગદ્‌ગુરુ શ્રીમદ્ વલ્લભાચાર્યજી જેમણે ત્રણ ત્રણ વખતે પગે ચાલીને આખા ભારત વર્ષની પરિક્રમા કરી હતી, અને અનેક સંસારના કલેશાદિ દુ:ખથી સંતપ્ત થયેલા જીવોનો ઉદ્ધાર કર્યો, તે પરમ ગુરુ થઇ ગયા છે. તેમણેજ જીવોનો ઉદ્ધાર કરવાને શ્રી ઠાકોરજીની ઇચ્છાથી બ્રહ્મસમ્બન્ધની દીક્ષા આપી. અને આજે તેમની કાનીથી તેમના વંશજો જ એ દીક્ષા આપી શકે છે.

રમણિક—ત્યારે બીજા કોઈ પણ ભગવદીય પાસેથી દીક્ષા લીધી હોય તો ન ચાલે?

માધવ—ના, એવી રીતે કોઈપણ ભગવદીય બીજાને દીક્ષા આપી શકે નહિ, તેમ કોઈ વૈષ્ણવ લઈ શકેજ નહિ. માત્ર શ્રીમદ્‌વલ્લભાચાર્યજીની કાનીથીજ તેમના વંશજો આપી

શકે છે. મૂળ આચાર્યશ્રીનું માહાત્મ્ય ભક્તોમાં આવી શકે નહિ. કેવલ અલૌકિક સામર્થ્યવાળાજ એ દીક્ષા આપી શકે.

રમણિક—એતો સમજાયું, પણ આ વિષય ઉપર શંકા રહી છે. માધવ, તેં એવું કહ્યું કે બ્રહ્મસમ્બન્ધની પ્રતિજ્ઞાથી પ્રભુને આત્મા સમર્પણ કરવો જોઈએ, અને ત્યાર પછીથી જીવ ભક્તિમાર્ગનું ફળ મેળવી શકે છે. જો એમ હોય તો, આત્મસમર્પણ એ સાધન થયું અને બ્રહ્મસંબંધ ફળ થયું. એટલે તમારા પુષ્ટિમાર્ગમાં પણ સાધનની અપેક્ષા તો રહીજ. તમે તો એમ કહો છો કે અહિંઆં સાધનની અપેક્ષા નથી, પણ પ્રભુના અનુગ્રહથી ફલસિદ્ધિ બને છે.

માધવ—આજેજ મેં જાણ્યું કે તું ખરેખર વકીલ છે. તારી શંકા ખરી છે, પણ તેમાં એક ગુંચવણ રહી છે, અને તે એકે, આત્મસમર્પણ એ પણ એક ફળ છે. કારણકે એમાં મોક્ષ ઇત્યાદિ ફળ મેળવવાનું નથી. એ ભક્તિ નિષ્કામ છે. જે ફલ પ્રાપ્ત થાય છે તે સ્વયમેવ બની આવે છે.

રમણિક—માધવ, આજે બ્રહ્મસંબંધ વિષેની મારી શંકાઓના ખુલાસા થાય છે. મને હવે પસ્તાવો થાય છે કે મેં અત્યાર સુધી એ દીક્ષા લીધી નથી.

માધવ—રમણિક, હજુ પણ તું ધારે તો એ દીક્ષા લઈ શકે છે. પણ ત્યારે ધ્યાન એટલું રાખવાનું કે એ દીક્ષા લીધા પછીથી કોઈપણ સમયે તારાથી રસ્તામાં કંઈ પણ વસ્તુ લઈને ખવાય નહિ, તારા વકીલ મંડળમાં, તથા હોટલોમાં, તેમજ કલબોમાં મિજબાની થતી હોય તો પણ એ તારાથી લેવાય નહિ. આ સંસારમાં સ્ત્રી પુરુષો તરફ સમાન વૃત્તિથી જોવું જોઇએ, મનને પવિત્ર વિચારોથી ભરવું જોઇએ, સર્વેના તરફ

દયા તથા સૌજન્ય દેખાડવાં જોઇએ. બ્રહ્મસંબંધની જે પ્રતિજ્ઞા યથાર્થ પળાય તો ખરેખર આપણા સર્વ દોષની નિવૃત્તિ થાય છે. કેટલાક સંયોગથી, સ્પર્શથી, દેશકાલથી ઉત્પન્ન થતા તેમજ સહજ તેમ લોક અને વેદમાં વર્ણવેલા તમામ દોષો આપોઆપ દૂર થાય છે. તે પુરુષનું જીવન એકદમ દિવ્ય બને છે. ભગવદ્‌ગીતામાં જે સ્થિતપ્રજ્ઞનાં જે પ્રકારનાં લક્ષણ આપ્યાં છે તેવા પ્રકારનો તે પુરુષ થાય છે. જો આવા પ્રકારનું જીવન થાય તો પછી તે જીવનનો વિકાસ થતાં તથા રસાત્મક અને આનંદ સ્વરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં થોડી પણ વાર લાગી શકે ? દીક્ષા લીધા પછીથી ભગવદનુગ્રહ પ્રમાણે ક્રમશઃ એ જીવ ઉન્નતપથપર આરોહણ કરે છે અને જીવનની દિવ્યતા, મધુરતા, અને અલૌકિકતાને અનુભવે છે.

રમણિક—મારી પણ ઇચ્છા એવું જીવન ગાળવાની છે, અને તેથી તું કહે તે દિવસે બ્રહ્મસંબંધ લઇશ, દુનિઆના અર્થપરાયણ અને અશાંતિકર ધાંધલીઆ જીવનમાંથી હવે હું પણ કેટલોક સમય આવા અમૂલ્ય ગ્રંથો અવલોકવામાં કાઢીશ કે જેથી કરીને સંસારના બંધનોમાંથી મુક્ત અલૌકિક જીવનની ઝાંખી કરવાને હું ભાગ્યશાળી થાઉં.

માધવ—ભાઈ રમણિક, તારા આ શબ્દોથી હું ઘણો જ પ્રસન્ન થયો છું શ્રીમદ્ વલ્લભચરણની કૃપાથી તારા સઘળા સંકલ્પો સિદ્ધ થશે. મહારાજશ્રીની આજ્ઞાથી તને બ્રહ્મસંબંધ લેવાનો દિવસ જણાવીશ. પણ લે, તું આ સિદ્ધાન્તરહસ્ય નામનો ગ્રંથ લઈ જા અને તેનું ખાસ મનન કરજે.

# આત્મનિવેદનની ભાવના યાને ગદ્ય મંત્રનું સ્વારસ્ય

આ પુસ્તકમાં ગદ્યમંત્રની સમજુતી આપવામાં આવેલી હોઇ, તે વિષેના બે શબ્દો લખવાનું અને રા. રા. લલ્લુભાઈ દેસાઇ તરફથી કહેવામાં આવતાં આ લઘુ લેખ હું લખવાને પ્રેરાયો છું.

પ્રત્યેક ધર્મમાં સામાન્ય રીતે કોઇપણ વ્યક્તિ જ્યારે તેમાં દીક્ષા લે છે, ત્યારે તેને માટે અમુક પ્રકારના સંસ્કાર આપવામાં આવે છે. દુનિયામાં ભાગ્યેજ કોઈ એવો ધર્મ હશે કે જેમાં અમુકદીક્ષાનો પ્રકાર ન હોય, ક્રીસ્તી ધર્મમાં 'બેપ્ટીઝમ'નો સંસ્કાર વિધિ હોય છે, ઇસ્લામમાં પણ કલમો પઢાવી અમુક ક્રિયા કરવામાં આવે છે, હિંદુધર્મમાં પણ સામાન્ય રીતે દ્વિજને માંટે ઉપવીત સંસ્કાર હોય છે, તેવીજ રીતે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ થવાને માટે યોગ્યતા પ્રાપ્ત કરવાને બે પ્રકારના સંસ્કાર હોય છે. એક શરણમંત્રોપદેશદ્વારા પ્રાપ્ત થતો સંસ્કાર, અને બીજો આત્મનિવેદનનો પ્રકાર. શરણમંત્ર એ સામાન્ય રીતે અષ્ટાક્ષર-મંત્ર કહેવાય છે. બીજો એ

પંચાક્ષર કહેવાય છે અને તે 'ગદ્યમંત્ર' એ શબ્દથી વ્યવ-
હારમાં રૂઢ થયેલ છે. આને બ્રહ્મસંબંધનો મંત્ર પણ કહેવામાં
આવે છે. આ બ્રહ્મસંબંધ શબ્દના 'બ્રહ્મ' અને 'સંબંધ'
એવા બે શબ્દો છે. 'સંબંધ' પહેલાં सम् ઉપસર્ગ હોવાથી
તેનો અર્થ સંપૂર્ણ, સમ્યક, પૂરેપૂરી રીતે એવો થાય છે.'
અર્થાત્ આ મંત્રદ્વારા જીવનું બ્રહ્મ સાથેનું જોડાણ થાય છે. તે
જોડાણ એવા પ્રકારનું છે કે તે કદી પણ છૂટી શકે નહિ તે સંપૂર્ણ
જોડાણ છે, કે જેને કાલ, કે કર્મ, કે અદૃષ્ટ તોડી શકે નહિ.
સંબંધ એટલે જોડાણ. જીવનું બ્રહ્મની સાથેનું પુનર્મીલન.
જીવ સંસારની અંદર જ્યારથી આવ્યો ત્યારથી તે પ્રભુથી
છૂટો પડયો છે. તેને છુટો પડયે અનન્ત વર્ષો વહી ગયાં, તે
એટલે સુધી કે પોતાનું મૂળ સ્વરૂપ પણ ભૂલી ગયો. આવી
સ્થિતિમાં આવી પડેલા જીવનો ફરીથી પ્રભુ સાથેનો મેલાપ
કેવી રીતે થઈ શકે તે માટેનો સંસ્કારમાર્ગ શ્રીમદ્‌વલ્લભા-
ચાર્યજીએ જેમાં દર્શાવ્યો છે, તે બ્રહ્મસંબંધમંત્ર કહેવાય છે.
આ સંસ્કારથી જીવ પોતાનું મૂળસ્વરૂપ—અર્થાત્ પોતે બ્રહ્મનો
અંશ છે એ જાણી શકે છે, અને તે જાણીને તે પ્રભુ પાસે
જવાને ભગવત્કૃપાની યોગ્યતા મેળવી શકે છે. આ ગદ્યમંત્ર.
એ યોગ્યતા શી રીતે મેળવવી તે દર્શાવે છે અહીંઆં બ્રહ્મ
શબ્દ ત્રીજી વિભક્તિમાં લેવો જોઈએ, અને બ્રહ્મનો અર્થ
કૃષ્ણ જ છે. શ્રીરઘુનાથજી આ શબ્દનો અર્થ પોતાની ટીકામાં
આ પ્રમાણે આપે છે. बृहत्वात् ब्रह्म पुरुषोत्तमः तत्संबन्ध
तस्मिन्. देहात्मनो निवेदनम् બ્રહ્મ એ સૌથી પરમ તત્ત્વ
હોવાથી અને તેનાથી અધિક બીજું કોઈ નહિ હોવાથી તે
'બ્રહ્મ' સંજ્ઞાથી ઓળખાય છે. પણ તે પુરુષોત્તમ જ છે.

તેની સાથેનો સંબંધ એ બ્રહ્મસંબંધ ઓળખાય છે. આ સંબંધ એટલે તે પુરુષોત્તમમાં પોતાનો દેહ અને આત્માનું નિવેદન કરવું તે છે. શ્રીગોકુલનાથજી પણ બ્રહ્મ એટલે શ્રી પુરુષોત્તમજ લે છે. તેમની સાથે સંબંધ કરવો એટલે सर्वसमर्पणेन तदीयत्वसंपादनं અર્થાત્ પોતાનું જે કંઈ હોય તે બધું પ્રભુને સમર્પી દેવું અને પોતે તેનો છે. એવી સ્થિતિ પ્રાપ્ત કરવી. શ્રી ગિરિધરજી પોતાની ટીકામાં શા માટે શ્રી વલ્લભાચાર્યજીએ આ ગદ્યમંત્રને બ્રહ્મસંબંધ એ નામથી ઓળખાવ્યું. તેનો ખુલાસો નીચે પ્રમાણે આપે છે.

આ માર્ગમાં શ્રીયશોદોત્સંગ લાલિત શ્રીકૃષ્ણજ સેવ્ય હોવાથી અને અન્યલોકમાં તે પ્રભુ વિષે અવતાર તરીકેનો ભ્રમ ન થાય એટલા માટે તેવા ભ્રમને દૂર કરવાને માટે અહિંઆં બ્રહ્મપદ મૂક્યું છે, આ બ્રહ્મ તે શ્રીકૃષ્ણજ છે. એમ જણાવવાને ગદ્યમંત્રમાં 'કૃષ્ણ' પદ સ્પષ્ટ રીતે યોજ્યું છે. શ્રી હરિરાયજી 'બ્રહ્મસંબન્ધ' શબ્દને કુમારિકાના સ્વયંવરની ઉપમાથી સમજાવે છે. જેમ કોઈ કુમારિકા લગ્ન કરતા પહેલાં સ્વયંવરમાં અમુક વરને પસંદ કરે છે, તેમ ભક્તનો આ મંત્રદ્વારા પ્રભુ સાથેનો સંબન્ધ બંધાય ( संबन्ध करणं कन्ययेव स्वयंवरः ) જેમ સ્વયંવર કરતી વખતે કન્યા એમ મનથી નિશ્ચય કરે છે કે, હું આ વરને વરૂં છું, તેથી હવે પછીથી હું તેની બનું છું. તેવી જ રીતે પ્રભુભક્તે એવો નિશ્ચય મનથી કરવો જોઈએ એ નિશ્ચયથી પ્રત્યેક વસ્તુમાંથી પોતાપણાની મતિ દૂર કરવી જોઈએ 'મારૂં જે કંઈ હું કહેવડાવું છું તે મારૂં હવે રહ્યું નથી, તે બધું પ્રભુનું છે, માટે હું એ પ્રભુને જ સમર્પીને કૃતકૃત્ય થાવું છું'. આવા પ્રકારની મનથી પ્રતિજ્ઞા

લેવી જોઈએ, આનું નામ બ્રહ્મસંબન્ધ છે. (स्वस्य सर्वपदार्थानां मनसा तेन योजनम् ) શ્રી પુરુષોત્તમજી પણ એજ આશય પ્રકટ કરે છે. ब्रह्मसंबन्धोनाम सर्वस्मिन् भगवत्स्वामिकत्वरुपः सम्बन्धः અર્થાત્ પ્રભુ સ્વામી છે અને હું દાસ છું એ ભાવ પ્રાપ્ત કરવો. અને તે પ્રાપ્ત કરવાને જે જે પદાર્થોને જીવ પોતાના માને છે અગર જેમાં તેની આસક્તિ અગર સ્વત્વ હોય તે બધાંઓનો પરિત્યાગ કરવો અને ભગવાન્‌ને સમર્પી દેવાં.

'બ્રહ્મપદ' કૃષ્ણના અર્થમાં જ છે. શ્રી વલ્લભાચાર્યજી બ્રહ્મના બે સ્વરૂપો ગણાવે છે. એક 'બૃહત્' ગણિતાનંદ છે અને બીજાને પરબ્રહ્મ અગણિતાનંદ કહે છે. સામાન્ય રીતે ષોડશગ્રન્થમાં પ્રભુ માટે 'હરિ' શબ્દનો બહુધા ઉપયોગ કરે છે, પણ આ હરિ કે પરબ્રહ્મ તે 'કૃષ્ણજ' છે, એમ નીચેના વાક્યોથી પણ વિશેષ સ્પષ્ટ થાય છે. परंब्रह्म तु कृष्णो हि (सि. मु.) परमानन्दरूपे तु कृष्णे स्वात्मनि निश्चयः । अतस्तु ब्रह्मवादेन कृष्णे बुद्धिर्विधीयताम् (सि. मु ) तथा कृष्णं परं ब्रह्म (સિ. મુ. ૧૪) तस्माच्छ्रीकृष्ण मार्गस्थो विमुक्तः सर्वलोकतः । आत्मानन्दः समुद्रस्थं कृष्णमेव विचिन्तयेत् ( સિ.-મુ. ૧૪–૧૫). નવરત્નમાં यैः कृष्णसात् कृतप्राणैः એ શ્લોકમાં ભગવાન્ એટલે કૃષ્ણનેજ આત્મનિવેદન કરવાનું કહ્યું છે. અંતઃકરણ પ્રબોધ ગ્રન્થના પ્રારંભમાં જ कृष्णात्पर नास्ति दैवं એ પંક્તિમાં કૃષ્ણથી અધિક કોઈ મોટું નથી એમ કહે છે. શ્રી કૃષ્ણાશ્રય ગ્રન્થમાં તો શ્રીકૃષ્ણનું શરણ લેવું જોઈએ એમ કહે છે. કારણ કે અન્ય દેવો પ્રાકૃત છે. બૃહત્ ગણિતાનંદ છે. અને પૂર્ણાનન્દ તો હરિ કૃષ્ણ જ છે.

ભક્તિવર્ધિની ગ્રન્થમા यदास्याद्व्यसन कृष्णे તે પક્તિમા કહે છે કે, જીવને જો કૃષ્ણમા વ્યસન થાય તો કૃતાર્થ થાય છે નિરોધલક્ષણ ગ્રન્થમા પણ ઇન્દ્રિયોનો નિરોધ કૃષ્ણમા તેમને વિનિયોગ કરીને કરવો એમ कृष्णस्य सर्व वस्तुनि भूम्नईशस्य योजयेत् એ પક્તિમા જણાવ્યું છે આ બધા પ્રમાણો ઉપરથી સમજાય છે કે, શ્રીમદ્વલ્લભાધીશના મતે બ્રહ્મસમ્બન્ધ એટલે કૃષ્ણ સાથેનો જ સમ્બન્ધ છે અન્ય કોઈનો અવતાર કે દેવતા કે મનુષ્ય સાથેનો નથી

વળી અહિંઆ 'બ્રહ્મસબન્ધમા 'સમ્બન્ધ' યોજાયો છે લય નથી તેનું પણ તાત્પર્ય આ છે શ્રી વલ્લભાચાર્યજીના શુદ્ધાદ્વૈત મતમા જીવ એ અશ છે, અને પ્રભુ અશી છે જગત્ તેમ જીવને લીલા કરવાને પ્રભુએ સરજ્યા છે एकोहं बहुस्याम् । सवै नेव रेमे એ વાક્યાનુસાર પ્રભુએ ક્રીડા કરવાને સૃષ્ટિ તથા જીવો સર્જ્યા છે यतो वा इमानि जातानि એ શ્રુતિ વાક્ય પ્રમાણે જગત્ એ પ્રભુનું કાર્ય છે અને यथाग्ने क्षुद्रा विस्फुलिंगाः એ પ્રમાણે જીવ એ ભગવાનનો અશ છે સત્-ચિત્ અને આનદ એ બ્રહ્મના ધર્મો હોવાથી અને જીવ બ્રહ્મનો અશ હોવાથી, તે ધર્મો પણ જીવના છે પણ પ્રભુએ સ્વઈચ્છાથી રમણને માટે જીવના આનદાશને તિરોભૂત કર્યો છે આવી જીવ પોતાનું બ્રહ્મસ્વરૂપ ભૂલી જાય છે જીવ એ અશરૂપ છે તે अग्निविस्फुलिंग એ વેદ વાક્યથી ममैवांशो जीवलोके એ ગીતા વાક્યથી અને अशोनाना यपदेशाद् એ બ્રહ્મસૂત્રના વાક્યથી સિદ્ધ થાય છે पराभिध्यानात् तु तिरोहित ततो ह्यस्यबन्धविपर्ययौ' એ ( બ્ર સૂ ૩-૨-૧૨ ) સૂત્રના ભાષ્ય ઉપર શ્રી વલ્લભાચાર્યે જીવ અશ છે એ સિ

દ્ધાન્ત સ્થાપિત કર્યો છે. ઇશ્વરની ઇચ્છાથી ભગવાન્‌ના ધર્મોનું તિરોધાન થયું છે. ભગવાનના છ ધર્મો–ઐશ્વર્ય, વીર્ય, યશ શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય આ બધાનું તિરોધાન થવાથી બ્રહ્મનો અંશ તે જીવ બન્યો છે. ઐશ્વર્યના તિરોધથી તેનામાં હિનતા પરાધીનતા આવી છે. વીર્ય ધર્મના તિરોધાનથી તે એટલો બધો નબળો બની ગયો છે કે તમામ પ્રકારનું દુઃખ તેને સહન કરવું પડે છે, યશના તિરોધાનથી તેનામાં હીનત્વ આવ્યું છે, શ્રીના તિરોધાનથી જન્માદિ સર્વ આપત્ તેને ભોગવવાં પડે છે, જ્ઞાનના તિરોધાનથી દેહાદિમાં અહંબુદ્ધિ તથા તમામ વિપરીત જ્ઞાનનો અનુભવ કરે છે અને વૈરાગ્યના તિરોધાનથી વિષયમાં આસક્ત બને છે. પ્રથમના ચારથી તે સંસારના બન્ધને મેળવે છે, અને છેલ્લાં બેથી તેનામાં વિપર્યય આવે છે. અર્થાત્ તેનું સ્વરૂપ તદ્દન બદલાઇ જાય છે. પોતે જાણે બ્રહ્મનો અંશ ન હોય તેવો બદલાઇ જાય છે. એ પૂરેપૂરો સંસારી, રાગદ્વેષ, અને મમતવાળો બને છે. પણ વાસ્તવિક રીતે જીવ એ પ્રભુનો અંશ છે. એ અંશીની સાથે જીવને ફરીથી પોતાનો સંબંધ મેળવવાનો છે, માટે 'સંબન્ધ' શબ્દ છે. શંકરાચાર્યના સિદ્ધાન્ત પ્રમાણે જીવ એ અવિદ્યાને લીધે આભાસ રૂપે દેખાય છે. વસ્તુતઃ તો તે આત્મા અગર બ્રહ્મ છે જ્યારે વિદ્યાથી અવિદ્યાની નિવૃત્તિ થાય અને જીવ મોક્ષ મેળવે ત્યારે તે જીવ નિર્વિકારી નિર્ગુણ બ્રહ્મ બની જાય છે. આને વિદ્યા તરીકે શંકરાચાર્ય ઓળખાવે છે જેમ પાણીના વાસણમાં મીઠાનો કાંકરો નાખીએ અને તે તેમાં ઓગળી જાય તેમ જીવાત્મા એ પરમાત્મામાં ભળી જાય છે. અને જીવાત્માનો લય થાય છે, શ્રી વલ્લભાચાર્યજી આવા પ્રકા-

રના બંધ રૂપ મોક્ષને ફલ રૂપ સ્વીકારતા નથી. એ તો **ब्रह्मविदाप्नोति परम्** ( તૈ. ૨-૧૧ ) થી શરૂ કરી તેઓ **सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता** એ વાક્યોમાં જણાવેલ અંશના ભોગ રૂપ અર્થાત્ રસાત્મક પ્રભુની સાથે લીલા વિગ્રહથી રસાનન્દ ભોગ રૂપ ફલને જ મુખ્ય માને છે. અને તે વિષે **संपद्याविर्भावः स्वेन शब्दात्** એ બ્ર. સૂ. ૪-૪ -૧ માં પણ જણાવ્યું છે. આ ફલની પ્રાપ્તિ માટે યોગ્યતા પ્રાપ્ત થાય તેટલા માટે જીવે પ્રભુ સાથેનો પોતાનો સંબન્ધ સમજવો જોઇએ. જેમ વધુ થવાની ઈચ્છાવાળી કન્યા પોતે વરને એમ જાહેર કરે કે 'હું આજથી તમારી છું, તમે .... સ્વામી છો, અને હું આપની દાસ છું. આવી જાતની પ્રતિજ્ઞા પ્રેમમય જીવન માટે આવશ્યક છે. આવી પ્રતિજ્ઞા કન્યા લે તો જ તે પોતાના પતિ સાથેનો પ્રેમ સંબન્ધ જીવન પર્યંત વફાદારીથી ચલાવી શકે છે, અને પતિ પણ તેને ચાહે છે. પ્રભુભક્તનો પણ પ્રભુમાં જ અનન્ય ભાવ અને પ્રીતિ રહે તેટલા માટે દુન્યવી તમામ વસ્તુઓમાંથી પોતાનું પોતાપણું તથા મમતા લેઈ લેવાં જોઈએ. અને પ્રભુને સમર્પી દેવાં જોઈએ. પુષ્ટિમાર્ગમાં પ્રભુ એ રસરૂપ છે, પ્રેમરૂપ છે. અને તે પ્રેમ' ( ભક્તિ )થી જ પ્રાપ્ત થાય છે. આ પ્રેમભક્તિ શુદ્ધ હૃદયની હોવી જોઈએ. એવો નિઃસ્વાર્થ પ્રેમ પ્રભુ માટે ભક્તને રહે તેટલા માટે આ ગદ્યમંત્રમાં શ્રી વલ્લભાચાર્યજી તેને પ્રથમ પરિત્યાગપૂર્વક સમર્પણ કરવાનો તથા તદીયત્વનો ઉપદેશ આપે છે. પ્રથમ તો પોતાનું જે કંઈ છે તે સંસાર દશામાં માને છે તે તેનું નથી, એ ભાવ ઉત્પન્ન થાય તોજ સંસારના કોઈપણ પદાર્થ સાથે તેની ચિત્તવૃત્તિ ખેંચાય નહિ.

પ્રભુ પ્રેમ અનુભવતા પહેલાં જીવે બે સ્થિતિમાંથી પસાર થવું જોઇએ (૧) સંસારથી વિમુખતા અગર પરાઙ્મુખતાની સ્થિતિ (૨) પ્રભુ સન્મુખતાની સ્થિતિ, સંસાર વિમુખતા અર્થાત્ સંસાર મિથ્યા છે, ખોટો છે એવું ભાન થતાં તેના તરફથી મન ખસી જાય એ સ્થિતિ. આ સ્થિતિ જ્યારે પ્રાપ્ત થાય ત્યારે વૈરાગ્ય ભાવના ઉત્પન્ન થાય છે. સસાર પ્રત્યે કેવળ વૈરાગ્ય ઉત્પન્ન થાય એટલું જ બસ નથી. પણ સંસારિક વિષયોથી વિમુખ બનતા મનના ચિન્તન માટે અન્ય કંઇક જોઇએ જો તે ન હોય તો શુષ્ક નકારાત્મક (negative) વૈરાગ્ય ભાવનાનો કંઈ પણ અર્થ થતો નથી, માટે આ ગદ્યમંત્રમાં શ્રી મહાચાર્યચરણે તદીયત્વનો ઉપદેશ આપ્યો છે. સંસારથી વિરકત બનેલા જીવને પ્રભુપ્રેમને પથે વળવાને તે પ્રભુનો છે ( તદીયત્વ ) એવો ભાવ તથા અનુભવ એને થવો જોઇએ. સમર્પણ વગર તદીયતા સિદ્ધ થઇ શકે જ નહિ. અને તદીયત્વ વગર પુષ્ટિમાર્ગીય ફલ દુર્લભ છે, માટે આ ગદ્યમંત્રમાં બ્રહ્મસમ્બન્ધ માટે એ આવશ્યક ભક્તિમાર્ગીય ઉપાયો સમર્પણ અને તદીયતા નિવેદન અહિં આં દર્શાવ્યાં છે.

બ્રહ્મસમ્બન્ધ એ આત્મનિવેદનથી ઓળખાય છે. એ એક પ્રકારની પ્રભુ માટેની ' ફકીરી ' કે ' સંન્યાસ ' છે. પ્રભુને માટે ' મરીને જીવવાનો ' એ મંત્ર છે. તેમાં ઉત્તમોત્તમ ત્યાગનો ઉપદેશ છે. પ્રત્યેક પ્રકારની ભક્તિમાં ' ત્યાગ ' તો હોય છેજ. ત્યાગ વગરની ભક્તિ કદી પણ હોઈ શકે નહિ. ભક્તિમાં ભોગ હોય પણ તે ત્યાગપૂર્વક હોય છે. જ્યારે મનુષ્ય અમુક વસ્તુનો પરિત્યાગ કરે તો જ તે અન્તે અમુક ફલ ભોગવી શકે એવો નિયમ પ્રત્યેક પ્રકારની ભક્તિમાં હોય છે. દેશભક્તિ,

ગુરુભક્તિ કે કોઈપણ પ્રકારની ભક્તિમાં એ નિયમ પ્રવર્તે છે. દરેક દેશના ઈતિહાસમાંથી આપણે જોઈ શકીએ છીએ કે જે દેશે અમુક પ્રકારનો ત્યાગ દેખાડયો છે તેજ ફલ મેળવી શકયા છે. જ્યારે સ્થુલ પદાર્થોના ફલના અનુભવની બાબતમાં આવો નિયમ આપણે જોઇએ છીએ તો પ્રભુ પ્રેમ જેવા સૂક્ષ્મ અને અલૌકિક ફલના રસાસ્વાદમાં પણ તે નિયમ હોય જ. ટુંકામાં ભક્તિના ફલભોગમાં પ્રથમ ત્યાગ હોવો જોઇએ.

આ ત્યાગ બે પ્રકારનો છે. એક તો દેહ તથા તેની સાથે સમ્બન્ધ ધરાવતી તમામ વસ્તુઓનો ( objective ) અને બીજો આત્મા તથા તેની સાથે સમ્બન્ધ ધરાવતી તમામ વસ્તુઓનો ( subjective ) પ્રથમ દેહને ' તદીય ' બનાવવો જોઈએ. અર્થાત્ તેને જેના વિષે અહંબુદ્ધિ થાય છે, અગર ' મારા તારા ' ની લાગણીને ધરાવે છે, તે તમામ પ્રભુને સોંપી દેવાં જોઇએ પત્ની, પુત્ર, સગાંવહાલાંઓ, દ્રવ્ય વગેરે દેહની સાથે જોડાયલાં છે, દેહે તેને ઉત્પન્ન કર્યાં છે. ' આ મારી સ્ત્રી, આ મારો પુત્ર, આ મારૂં ઘર, ' વગેરે બુદ્ધિ દેહે કરીને જીવને થાય છે. આ એક પ્રકારનું જીવનું અજ્ઞાન છે. એ એનું એક ગાંડપણ છે. ઉન્માદવસ્થામાં જેમ માણસ ગમે તેમ બકે તેમ આ મારો મિત્ર અને આ મારો શત્રુ. આ મારૂં અને આ પારકું એવા પ્રલાપો જીવ કરે છે. જીવનો આ સન્નિપાત છે. જેને આપણે સંસાર કહીએ છીએ તેને શ્રીવલ્લભાચાર્યજી સન્નિપાત કહે છે. આ પ્રકારના ઉપાધિજન્ય વ્યાધિમાં જીવ ફસાઈ ન પડે તેટલા માટે પ્રથમ તેમનો ત્યાગ કરવાનું કહેવામાં આવે છે. અર્થાત્ તે મારાં નથી પણ ભગવાનનાં છે. આ ઘર મારૂં નથી, આ પૈસો મારો નથી, એવી મતિ જીવને

થતાં તે પ્રભુ પ્રીત્યર્થે તેનો વિનિયોગ કરે છે શ્રીવલ્લભાચાર્યે પુષ્ટિમાર્ગીય જીવને 'સેવા' એજ પરમ સાધન ગણાવ્યું છે. સેવા એટલે પ્રભુમાં ચિત્તનું સતત ગુંથાવું તે છે. અર્થાત્ રાત ને દિવસ મન પ્રભુમયજ બની જાય. બીજા કશાનું તેને ભાન ન રહે. માનસી સેવાને તેટલા માટે ઉત્તમ કહી છે. પણ આ ભાવરૂપે સેવાની સિદ્ધિ માટે તેમણે તનુજા અને વિત્તજા સેવાનો ઉપદેશ આપ્યો છે, એનું કારણ એ છે કે સંસારના બાહ્ય પદાર્થોથી ચિત્ત વિક્ષિપ્ત ન થાય. પ્રથમ બાહ્ય પદાર્થોમાંથી જીવની આસક્તિ ખસેડીને, હવે તેણે આત્માને પ્રભુ તરફ વાળવાને ઇન્દ્રિયો, પ્રાણ, અંતઃકરણ તથા તેમના ધર્મો પ્રભુને સમર્પી દેવા અને છેવટે પોતાના આત્માને સમર્પી દેવો. આ રીતે જ્યારે તમામ વસ્તુઓને પ્રભુને અર્પી દેવામાં આવે-ત્યારેજ તે સમર્પણ કહેવાય. જો બીજી બધી વસ્તુઓ અર્પે અને આત્માને ન અર્પે તો તે અર્પણ સંપૂર્ણ બનતું નથી, તે અધુરૂં ગણાય છે. એવું અધુરૂં અર્પણ પ્રભુપ્રેમની અંદર અંતરાયરૂપ હોય છે, કુરબાની સંપૂર્ણ હોવી જોઈએ. તેમાં કોઇ પણ પ્રકારની આનાકાની કે સંકોચ હોવો જોઈએ નહિ. પ્રભુ માટે જો 'ફકીર' થયા તો ફકીરી પૂરેપૂરી હોવી જોઈએ. તેમાં પોતાના આત્માનો વિચાર કરવાનો નહિ. પ્રભુ માટે સર્વ વસ્તુનો ત્યાગ હોય એટલે નિવેદન છે, આપઘાત નહિ એવા આપઘાતરૂપી ત્યાગને આ સમ્પ્રદાયમાં સ્થાન નથી. શ્રીવલ્લભાચાર્ય જે ત્યાગ માગે છે તે એ કે દેહાદિકથી આત્માને પ્રભુ સેવામાં રોકવાં, તે વખતે લોક કે વેદનો ડર હોવો ન જોઇએ. સંસારનો ભોગ પણ અન્તરાયરૂપ નીવડવો ન જોઇએ. આળસ, તંદ્રા, પ્રમાદ, સર્વેને દૂર કરીને પ્રભુ સેવા કરવાને

જીવે તૈયાર થવું જોઈએ. દેહાદિ પ્રભુનાંજ છે, જીવનાં નથી. માટે પ્રભુની સેવામાં તેમને રોકવાં, આ નિવેદન મંત્રનું રહસ્ય છે.

તત્ત્વદીપ નિબન્ધમાં શ્રીવલ્લભાચાર્યજી જણાવે છે કે, વિદ્યા અને અવિદ્યા એ બે પ્રભુની શક્તિઓ છે. તેમાંની અવિદ્યાને લીધે જીવને સંસાર દશા મળે છે, પણ વિદ્યાથી તે સંસારમાંથી મુક્ત થાય છે. આ અવિદ્યા પાંચ રીતે જીવને સંસારગર્તમાં પૂરે છે દેહાધ્યાસ, ઈન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ, અન્તઃકરણાધ્યાસ અને સ્વરૂપ વિસ્મૃતિ. આ પ્રત્યેક એક પછી એક જીવની આજુબાજુએ આવેલાં આવરણો છે. આ આવરણોથી ઢંકાયલો જીવ અન્ધ બની જાય છે. તે પોતાની ખરી સ્થિતિ સમજી શક્તો નથી પોતે પ્રભુનો અંશ છે તેનું જ્ઞાન તેને નથી. આથી આ સંસાર જે તેને રહેવાનું ખરૂં સ્થાન છે તેમ માને છે આ પાંચે અધ્યાસો જીવની આજુબાજુએ દીવાલોની માફક ઉભા છે, આથી કેદખાનામાં પડેલા કેદીની દશા ભોગવે છે. તેમાંથી બહાર નીકળવાની તેની તાકાત ચાલી જાય છે એ શક્તિહીન, ગૌરવહીન, દીન, એવો બની જાય છે. પણ આવી સ્થિતિમાંથી તેને બહાર કાઢવાને-શ્રીવલ્લભાચાર્યે તેને આ આત્મનિવેદનનો માર્ગ દર્શાવ્યો છે. એનો ઉપાય અજમાવે તો તે જીવને પોતાની સ્થિતિનું ભાન થાય. પોતે 'તદીય છે, ભગવદીય છે,' પોતે એક. રાંક, ગરીબડો નથી, પણ મહાન્ પુરુષનો બાળક છે, પ્રભુનો અંશ છે: આવું જ્ઞાન આપોઆપ ઉદય પામે છે. આ જ્ઞાન ઉત્પન્ન થતાં 'હે પ્રભો! આ બધું એ-મારા દેહ તથા આત્મા-બધુંએ તમને સમર્પુ છું, અને હવેથી હું તમારો દાસ 'સેવક' બનું છું, આવી તદીયત્વની બુદ્ધિ ઉત્પન્ન થવી તેજ વિદ્યા છે. અર્થાત્

અવિદ્યાની-નિવૃત્તિ અને વિદ્યાની પ્રાપ્તિ એ ઉભય કેવી રીતે જીવને સિદ્ધ થાય તે માટે આ નિવેદનમંત્ર યોજ્યો છે. નિવેદનમંત્ર એ એક હૃદયનો પલટો કરાવનાર તથા જીવનની આખી દૃષ્ટિ ફેરવી આપનાર અદ્ભુત કમીયો છે. અરે! સંસારમાં મૃતપ્રાયઃ બનેલા જીવને પ્રભુપ્રેમનું અમૃત વર્ષણ કરીને સજીવન કરનાર સંજીવિની ઔષધ છે.

પુષ્ટિમાર્ગમાં પ્રભુજ એ ફલરૂપ છે. ધર્માદિ ચાર પુરુષાર્થ પણ પ્રભુજ છે. પ્રભુજ ધર્મપુરુષાર્થ છે, તેજ અર્થ, તેજ કામ અને તેજ મોક્ષ છે. ચતુઃશ્લોકીમાં આ સિદ્ધાન્ત ઉપદેશેલો છે, માટેજ વૃત્રાસુરે પ્રભુ સિવાય બીજા કશાને માગ્યા નથી. જીવને મેળવવાના જે છે તે ભગવાન્ છે માટેજ ગદ્યમંત્રમાં દારા, આગાર, પુત્ર, અને સગાંવહાલાંઓ જે પ્રીતિના વિષયરૂપ કામ પુરુષાર્થરૂપે છે તેને કામપુરુષાર્થરૂપ પ્રભુને નિવેદન કરવામાં આવે છે, કે જેથી સંસાર તરફ જીવ ખેંચાય નહિ. તેજ પ્રમાણે વિત્ત જે અર્થ છે તેને તથા પુણ્યકર્મ જે ધર્મરૂપ છે તેને પણ પ્રભુમાં નિવેદન કરવાનું કહ્યું છે. કારણ કે, પ્રભુજ એ અર્થરૂપ છે અને ધર્મરૂપ છે. દેહ, ઈન્દ્રિયો પણ અન્તઃકરણ તથા આત્મા એ બધાં મોક્ષને મેળવવાનાં સાધનો છે, અર્થાત્ મોક્ષરૂપ છે. તેને પણ મોક્ષ પુરુષાર્થરૂપ ભગવાન્‌માં નિવેદન કરવામાં આવે છે. ટુંકમાં પ્રભુજ ધર્મ છે, તેજ કામ છે, તેજ મોક્ષ છે. પ્રભુની સાથે આ પુરુષાર્થોને સંબન્ધ થાય તોજ તે શોભે છે; અન્યથા નહિ. માટે તે તમામ તથા તેના સાધનોનું આ ગદ્યમંત્રમાં પ્રભુને નિવેદન કરવામાં આવે છે.

આપણે ઉપર જોયું કે આ ગદ્યમંત્રમાં મુખ્ય બે

ભાવનાઓ ગુંથેલી છે. એક 'સમર્પણ' અને બીજી 'તદીયત્વ' ની. આ બન્ને ભાવનાઓ વેદાદિ પ્રસ્થાન ચતુષ્ટયના સારરૂપ છે. તમામ શાસ્ત્રોનું દોહન કરીને જીવના ઉદ્ધારને માટે શ્રી વલ્લભાચાર્યજીને જે તત્ત્વ જણાયું તે જ આ ગદ્યમંત્ર છે. કહો કે શાસ્ત્રરૂપી સમુદ્રનું મંથન કરીને જે ઉત્તમમાં ઉત્તમ રત્ન તેમને પ્રાપ્ત થયું તે આ ગદ્યમંત્ર છે. જીવને પ્રભુ દર્શન કરાવી આપનારી તે અજબ ચાવી છે. પણ તે ચાવીને કેવી રીતે લગાડવી તે પ્રભુ કૃપા હોય તો જ જીવને તેની જાણ થઈ શકે છે.

હવે આપણે અહિંઆં દર્શાવેલી 'સમર્પણ' ની ભાવનાને વેદાદિનો આધાર છે કે નહિ તે જોઈએ. "મુણ્ડકોપનિષત્" માં આત્મા કહેતાં પરમાત્માની પ્રાપ્તિ જીવને કેમ થાય તે વિષે નીચેનો મંત્ર આવે છે–

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम्।

અર્થાત્—પરમાત્માની પ્રાપ્તિ ઉપદેશથી, બુદ્ધિથી, કે બહુ જ્ઞાનથી થઈ શકતી નથી પણ તે જેનું વરણ કરે છે, જેની ઉપર કૃપા કરે છે તેને જ પરમાત્મા પોતાની પ્રાપ્તિ કરાવે છે. અહિંઆં જીવના સાધનોથી પરમાત્માની પ્રાપ્તિ નથી એમ કહે છે. કારણ કે પ્રભુ તો 'આપ્તકામ' છે એટલે તેમને જીવના સાધનોની અપેક્ષા નથી. પણ તેજ સ્થળે એ મંત્રની પૂર્વેના મંત્રમાં એમ કહ્યું છે કે, પુરુષોએ કામનાથી રહિત થઈને પ્રભુની ભક્તિ કરવી જોઈએ. જો કોઈપણ કામનાઓની સિદ્ધિ માટે પુરુષ પ્રયત્ન કરે, તો તેની કામનાઓ એક પછી એક વધતી જાય અને તેનો પાર આવે નહિ. આથી તે કામ-

નાઓના વમળમાં જ વધારે ને વધારે ગુંચાઈ જશે, એટલે તેમાંથી તેને બચવાનો સમય જ નહિ આવે. પણ પ્રભુને વિષે જો પોતાની બધી કામનાઓ અર્પી દેવામાં આવે તો પ્રભુ પર્યાપ્તકામ અને કૃતાત્મા હોવાથી તે પુરુષની તમામ કામનાઓનો તેમાં લય થઈ જાય છે.

**कामान्यः कामयते मन्यमानः स कामभिर्जायते तत्र तत्र। पर्याप्तकामस्य कृतात्मनस्तु इहैव सर्वे प्रविलीयन्ति कामाः**

જેમ અગ્નિમાં અશુદ્ધ સોનાને નાખ્યું હોય તો તેની અશુદ્ધિઓ બળીને ભસ્મ થઈ જાય છે અને સોનું શુદ્ધ બને છે, તેમ પ્રભુમાં જ અર્પણ કરેલી કામનાઓ અર્થાત્ પ્રભુનેજ તમામ કામનાઓના વિષય બનાવવાથી તેની અશુદ્ધિઓ ગળી જાય છે. અને તે શુદ્ધ બને છે. સમર્પણ પણ એક યજ્ઞ છે. કે જેમાં પુરુષની તમામ પ્રકારની કામનાઓની આહુતિ અપાય છે. આ આહુતિ અર્પનાર માયકાંગલો-સામર્થ્યહીન ન હોવો જોઇએ. પણ તે યજ્ઞમાં પ્રભુ માટે સર્વસ્વ અર્પવાની શકિત ધરાવનાર હોવો જોઈએ. આ રીતે કામનાઓને અર્પનાર પોતે અકામ તથા વીતરાગી બને છે અને તે પુરૂષનો જ આત્મા પ્રભુ પાસે જઈ શકે છે (મુ. ૩–૨–૫) આ તમામ કામનાઓમાંથી ઉત્પન્ન થનાર કર્મો તથા વિજ્ઞાનમય આત્મા એ સર્વે પ્રભુમાં જ એકત્ર થાય છે, જેમ નદીઓ સમુદ્રમાં પ્રવેશે છે તેમ (મું. ૩–૨–૭)

પ્રશ્નોનિષદ્ ૪–૬ના **सयथा सोम्य वयांसि वासो वृक्षं संप्रतिष्ठन्ते। एवं ह्वै तत्सर्वं पर आत्मनि संप्रतिष्ठते** એ મંત્રમાં કહે છે કે, જેમ પક્ષીઓ સાયંકાળ સમયે વૃક્ષ

પ્રતિ નિવાસસ્થાન માટે જાય છે તેમ આ બધા જીવો પરમાત્મા તરફજ છેવટે વળે છે. અર્થાત્ જીવો અને પરમાત્માનો સંબન્ધ અહિંઆં શ્રુતિ દર્શાવે છે. પછીના મંત્રમાં ત્યાં જણાવે છે કે પૃથિવી તેની તન્માત્રા (ગંધ) જલ તથા તેની તન્માત્રા, વાયુ તેની તન્માત્રા, આકાશ તેની માત્રા. ચક્ષુ તથા તેનો વિષય, શ્રોત્ર તથા તેનો વિષય, ઘ્રાણ તથા તેનો વિષય, રસેન્દ્રિય તથા તેનો વિષય, ત્વચા તથા તેનો વિષય, વાણી તથા તેનો વિષય, હાથ તથા તેમનો ગ્રહણ કરવાના વિષયો ઉપસ્થ ગુણ તથા તેનો વિષય, પાદ તથા તેના વિષય, મન તથા તેનો વિષય, બુદ્ધિ તથા તેનો વિષય, અહઙ્કાર તથા ... વિષય, ચિત્ત તથા તેનો વિષય, પ્રાણ તથા તેનો વિષય, આ બધું પરમાત્માને લીધે હોવાથી પરમાત્મા રૂપ છે. એટલે તે બધાં પરમાત્માને અર્પવા જોઇએ.

આ અર્પણ ત્યારેજ બરાબર થઈ શકે કે, જ્યારે મનુષ્ય પોતાની જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો તથા પ્રાણ, અંતઃકરણ, બુદ્ધિ અને આત્મા એ બધાને પ્રભુ સેવામાંજ યોજે. જેમ ઝરૂની છાલ નીચે આવેલા તેના ગરને ધૈર્યથી મનુષ્ય છૂટું કરે તેમ ઇન્દ્રિયાદિની જાળમાં ભરાયલા આત્માને છૂટો કરવાને સમર્પણ એજ ખરેખરો ઉપાય છે. આ સમર્પણ દ્વારા મુક્ત અને શુદ્ધ થયેલો જીવ "तदा विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति" એ શ્રુતિ વાક્યાનુસાર પુણ્ય અને પાપને દૂર ફેંકી દે છે અને શુદ્ધ બની પરમાત્માની સાથે સામ્યની સ્થિતિ પ્રાપ્ત કરે છે. (મું. ૩-૧-૩)

ભગવદ્ ગીતાના યજ્ઞનું નિરૂપણ કરનાર અધ્યાય ત્રીજા

માં પણ સમર્પણની ભાવના આપવામાં આવી છે. ત્યાં भुजते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् એ વાક્યમાં સ્પષ્ટ જણાય છે કે મનુષ્યને ભોગ માટે જીવન આપવામાં આવ્યું નથી છતાં જે ભોગમાંજ રચ્યોપચ્યો રહે છે તે પૂરો સ્વાર્થી હોવાથી પાપી છે. જીવન ભોગ માટે નથી પણ ત્યાગ માટે છે. એ ત્યાગ એટલેજ યજ્ઞ. જેનામાં 'ત્યાગ' નથી તે અઘાયુ; પાપી અને ઇન્દ્રિયારામ છે. (અ. ૩-૧૬) માટે તેણે જે કર્મો કરવાં તે અસક્ત થઈને કરવાં. પણ તે અનાસક્તિ ક્યારે થાય, કે જ્યારે પોતાનાં તમામ કર્મો ઇશ્વરને સમર્પી દેવામાં આવે ત્યારે. તેટલા માટે અ. ૧૦ના શ્લો. ૨૭ માં કહે છેઃ—

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ।

હે અર્જુન! તું જે કર્મ કરે, ભોગ ભોગવે, હોમ કરે, તપ કરે, તે મને અર્પણ કર. આમ કરવાથી પછીના શ્લોકમાં જણાવ્યા પ્રમાણે તે કર્મોના શુભ કે અશુભ ફલ રૂપ કર્મ-બન્ધનથી જીવ મુક્ત થાય છે અને સંસારમાંથી સંન્યસ્ત બનીને પ્રભૂ સાથે તેના આત્માનું અનુસંધાન કરી શકે છે, અને ઈશ્વરને પ્રાપ્ત થાય છે. આ રીતે અહિંઆં પણ અર્પણ ભાવના સમજાવી છે.

શ્રીમદ્ભાગવત તો 'સમર્પણ' ભાવનાનો જ ઉપદેશ સ્થળે સ્થળે આપે છે. અધ્યાય ૫ ના શ્લો. ૨૭ માં પ્રભુને અર્પણ કરવા વિષે કહ્યું છેઃ—

**मनोवचोदृक्करणे ह्वितस्य साक्षात्कृतं मे परिबर्हणं हि विना पुमान्येन महाविमोहात्कृतान्तपाशान्न विमोक्तुमीशेत्**

તરસ તો લાગે જ, અને જ્યારે તેની બાધા થાય ત્યારે તેમને દેહાદિનું સ્મરણ થાય જ. ત્યાં પણ જણાવવાનું કે તેમની દૈહિકી તમામ ચેષ્ટાઓ પણ પ્રભુમાંજ આવિષ્ટ હતી. છેવટે આપણને શંકા થાય કે ભલે મન, આલાપ તથા ચેષ્ટાઓ બધાં પ્રભુમાં હતાં, પણ તેમનો આત્મા તો અલગ છે તેથી અને જ્યાં સુધી આત્મા પૃથક્ હોય છે ત્યાં સુધી 'હું ઘટને જાણું છું' હું પટને જાણું છું એ પ્રકારનું અહંભાવવાળું જ્ઞાન તેને રહે જ ત્યાં જણાવે છે કે આ ગોપીજનોને તો તેમનો આત્મા પણ પ્રભુમયજ બની ગયો હતો. તેમની પાસે તેમનો આત્મા પૃથક્ છે કે કેમ તે પણ તે જાણતાં નહોતાં જેમ તેમના મન ઈત્યાદિને તે ભૂલી ગય હતાં તેમ તેમના આત્માને પણ તે ભૂલી ગયાં હતાં આથી પ્રભુ સિવાય બીજા કશાનું ભાન તેમને નહોતું. અહીંઆં અદષ્ટથી પણ તેમને દેહાદિનું ભાન સંભવતું નથી. કારણ કે રાત ને દિવસ તેઓ પ્રભુનાજ ગુણગાન ગાતાં હતાં. જો તે ગુણ ગાન વગર એમને એમ ઉભાં હોત, તો કદાચ અદષ્ટને લીધે પણ દેહાદિનું સ્મરણ થાત, પણ પ્રભુ ગુણગાનમાંજ પરાયણ હોવાથી તે સંભવતું નથી આ રીતે ગોપીગીતમાં પ્રભુની સાથે સંબંધ બાંધવાને શ્રીગોપીજને કેવા પ્રકારનું સમર્પણ કર્યું તે જણાવે છે આ ગદ્યમંત્રમાં શ્રી વલ્લભાધીશ આ પ્રકારનાજ સમર્પણ અને 'તદીયત્વ'ની ભાવના રજુ કરે છે સમર્પણ વગર તદીયત્વ સંપૂર્ણ બનતું નથી, અને દેહાદિ તમામના પરિત્યાગ પૂર્વક પ્રભુ પ્રિત્યર્થ આત્માને યોજવામાં ન આવે તો ત્યાં સુધી સમર્પણ સિદ્ધ થતું નથી એ આ ગદ્યમંત્રનો ભાવાર્થ સમજવાનો છે,

જે આ સમર્પણની ભાવનાને પોતાના જીવનમાં સંપૂર્ણ ઉતારી શક્યો છે તેજ ખરો યોગી, તેજ ખરો સંન્યાસી, તેજ સ્થિતપ્રજ્ઞ, તેજ ખરો ઉત્તમજ્ઞાની અને તેજ ખરો ભક્ત છે. અમુક વેષ ધારણ કરવાથી સંન્યાસ સિદ્ધ થતો નથી. તેને માટે તો દૃષ્ટિ બદલવી જોઈએ. અને તે અસાર જણાતાં પ્રભુ એજ સારરૂપ છે, માટે પોતાનું જીવન એ પ્રભુ પ્રેમમાંજ અર્પી દેવું એવો દૃઢ સંકલ્પ થવો જોઇએ. અર્થાત્ પ્રભુ પ્રેમને માટે જેને સંસાર તુચ્છ લાગ્યો છે તેજ ખરો સંન્યાસી છે. આવા પુરૂષને કામ ક્રોધાદિ કે શબ્દાદિ બાધા કરતા નથી. જેણે ગદ્યમંત્રમાં દર્શાવ્યા પ્રમાણે પ્રભુને સમર્પણ કર્યું છે તેજ ખરો ગૃહસ્થાશ્રમમાં રહેતા છતાં સંન્યાસી અને પ્રભુ ભક્ત છે.

પુષ્ટિમાર્ગ એ અનુગ્રહનો માર્ગ છે. આ અનુગ્રહ જીવમાંથી અહંતા મમતા દૂર થઈને દૈન્યભાવ સ્ફુરે તો જ થાય છે. દૈન્યભાવની સ્ફુર્તિ નિઃસાધનતાને લીધે છે. આ નિઃસાધનતાની સિદ્ધિ માટે પણ સર્વવસ્તુનું સમર્પણ ગદ્યમંત્રમાં જણાવ્યું છે. આ સમર્પણથી જીવને સર્વાત્મભાવ અર્થાત્ તમામ સ્થળે પ્રભુ છે અને તમામ પ્રભુનું છે એવો ભાવ ઉત્પન્ન થાય છે, આમાં દેહાદિની સ્ફુર્તિ જતી રહે છે, અને વિષયોનો ત્યાગ કરવામાં આવે છે. આવી જાતનો સર્વાત્મભાવ પ્રાપ્ત થવો તેનું નામ 'સમર્પણ' છે. આવા સમર્પણથીજ જીવ પ્રભુ સાથેનો પોતાનો સંબંધ પુનઃપ્રાપ્ત કરી શકે છે.

---

# ગદ્યમંત્રનો ભાવાર્થ

"ભગવાન્ કૃષ્ણથી છુટા પડયે હજારો વર્ષોનો સમય પસાર થવાથી ભગવાનની પ્રાપ્તિને માટે હૃદયમાં જે તાપ-સંતાપ થવો જોઈએ તથા તેમના દર્શન-મિલનને માટે જે આર્તિ થવી જોઈએ તેનો આનન્દ જેને અંતર્ધાન થયો છે એવો હું જીવ, ભગવાન્ [ષડ્ ગુણ સમ્પન્ન, અને રસાત્મક] કૃષ્ણને [શ્રીગોપીજનને વલ્લભ-પ્રિય છે તેમને] પત્ની-સ્ત્રી, ઘર, છોકરાં, કુટુમ્બીઓ, દ્રવ્ય, આ લોક તથા પરલોકનાં પાપ પુણ્ય, તથા દેહ, ઇન્દ્રિયો, પ્રાણ, મન, તથા બુદ્ધિ, અને તેમના ધર્મો તેમની ક્રિયાઓ, જીવાત્મા સહિત હું અર્પણ કરું છું-નિવેદન કરું છું. હે કૃષ્ણ! હું તારો દાસ-સેવક છું."

## શ્રી ગદ્યમંત્રનો વિવેચન સાથે અર્થ

હજારો વર્ષો જેટલો કાળ કૃષ્ણની ઇચ્છાથી કૃષ્ણનો વિયોગ થવાથી વીતી ગયો છે. તેથી કૃષ્ણને મળવા માટેનો તાપ અને કલેશ હૃદયમાં થવો જોઈએ. તે થયો નથી તાપ અને કલેશ થવાથી જે આનંદ થવો જોઇએ જે આર્તિ થવી જોઈએ તેનો પણ તિરોભાવ થયો છે. અથવા તાપ, કલેશ, અને આનંદ અંતર્ધાન થયો છે. એવો જે હું જીવ, તે તમને

કૃષ્ણને કેવા કૃષ્ણને? ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એવા છ ગુણોથી યુક્ત ભગવાન્, સદાનન્દરૂપ રસાત્મક પૂર્ણ પુરૂષોત્તમ અને ગોપીજનોની સાથે જેમણે રાસ લીલા કરીને તેમને પરમ ફળ જેમણે આપ્યું છે એવા કૃષ્ણને, જીવ દાસભાવે સર્વસ્વ સમર્પણ કરવાની પ્રતિજ્ઞાને લે છે. સર્વસ્વ એટલે શું? તો કહે છે કે, આ મારી દેહ, પંચભૌતિક શરીર, દેહને તો સૌથી પહેલીજ પ્રભુની સેવામાં યોજવી જોઈએ, જોડી દેવી જોઇએ માટે દેહ તો સૌથી પહેલીજ અર્પણ કરૂં છું. સાથે સાથે તે દેહની, આંખ, કાન, નાક, જીભ આદિ તમામ ઇન્દ્રિયો વડે પ્રભુના સ્વરૂપનું ધ્યાન કરી શકાય, તેટલા માટે તે ઈન્દ્રિયો પણ અર્પણ કરૂં છું. એટલુંજ નહિ પણ સાથે સાથે આ પ્રાણ, અન્તઃકરણ ને તેના તમામ ધર્મો, તેમની તમામ ક્રિયાઓ પણ ભગવાનને અર્પણ કરૂં છું, જેવા કે વ્યાપારાદિ, દેહથી ચાલવું તે પણ, પ્રભુનાં દર્શન માટે જવું તે, આંખથી જોવું તે, પ્રભુનાં દર્શન કરવાં તે, ચિત્તની વૃત્તિ સદા પ્રભુના ચરણમાં રાખવી તે, મનની વૃત્તિ, ભગવદ્ સ્વરૂપની સેવાના કાર્યોમાં ચોંટી રહે તે, અમુક વસ્તુ જોઈશે, અમુક ચીજ પ્રભુ લાયક લાવવી જોઇએ વગેરે, નાક–પ્રભુ માટે સુગન્ધી ચીજો અત્તર, ફુલેલાદિ લાવવું જોઈએ તે, ઉત્તમ વસ્તુ લાવી શકાય તે માટે નાકનો ઉપયોગ થાય, કાન કેવળ કૃષ્ણની કથા વાર્તા સાંભળવા માટે તેનો ઉપયોગ થાય નહિ કે કોઈની સ્તુતિ નિન્દા સાંભળવા વગેરે ઇન્દ્રિયોના તમામ જાતના ધર્મો.

તેમજ સ્ત્રી, ઘર, પુત્ર, પરિવાર, કુટુમ્બ, આસજનો, સગાં સમ્બન્ધી વગેરે, અને ધન, દ્રવ્યાદિ આલોક અને

પરલોકનું પાપ પુણ્ય આદિ જે પરલોકમાં ભોગવવું પડે એમ ગણાતું હોય તે, સઘળું આત્મા ને જીવાત્મા સાથે જીવ તો સહજદાસ છે પણ લૌકિકનાં માયાનાં આવરણોથી તેનું દાસપણું વિસ્મૃત થઈ ગયું છે કે તે વિસ્મૃતિ થવાથી જે દોષાદિ થાય તે, તે સાથે પ્રભુને અર્પણ કરૂં છું-સમર્પણ કરૂં છું, કેવા હેતુથી? પ્રભુ અંગીકાર કરે તેવા હેતુથી અર્પણ કરૂં છું, અને તે પ્રમાણે અર્પણ કર્યા પછીથી:-

હે કૃષ્ણ! હે ગોપીજન વલ્લભ! હે ગોપીજનોને પ્રિય! હે યશોદોત્સંગલાલિત! હે નન્દનંદ! હું તમારો દાસ છું, દાસ થાઉં છું (મને દાસ માની લો) હું તમારો છું, એવી. ભાવના વિચારવી.

સમર્પણ કર્યા પછીજ જીવ પ્રભુની સેવાનો અધિકારી થાય છે, ને સેવા કરવાથીજ પ્રભુ પ્રસન્ન થાય છે. કૃપા કરે છે. ને તે જીવને કૃતાર્થ કરે છે. પણ સેવા તે ક્રિયા માત્ર ન હોવી જોઈએ, રાત દિવસ ચિત્ત પ્રભુમયજ બની જાય. પ્રભુમાંજ ગુંથાયલું હોય તેનું નામ જ સેવા-સેવા એટલેજ આસક્તિ પૂર્વક, પ્રભુ માટેનો સ્નેહ. આ પ્રમાણે થાય તોજ આત્મસમર્પણ કર્યું છે એ સિદ્ધ થયું છે. એમ મનાય.

---

# શ્રી ગોપીજનોનો પરમ સંન્યાસ

આ દુનિયામાં થઇ ગયેલા સર્વ ડાહ્યા માણસો આપણને કહે કે ભાઈ! આ સંસાર અસાર વસ્તુ છે માટે જ્યાં સુધી એને વશ થઈ રહીશું ત્યાં સુધી આપણો ઉદ્ધાર થવાનો નથી. સંસારના રંગો નશ્વર છે. તેમાં કોઈ પણ સ્થાયી નથી. રંગભૂમિ પર જેમ એક પછી એક પડદાઓ બદલાતાં નવાં દશ્યો દેખાય છે તેમ સંસારમાં નવી નવી પરિસ્થિતિઓનો અનુભવ થાય છે. તે સ્વપ્નની સૃષ્ટિ માફક આભાસ માત્ર છે, છતાં મોહક છે. જેમ જાદુગર પોતાની જાદુઈ અસરથી બીજા માણસને મુગ્ધ કરી દે છે. તેમ સંસાર પણ તેના બહારથી આકર્ષક દેખાતા–સુખાદિ મોહક રંગોથી આપણને મુગ્ધ કરી દે છે, આકાશમાં સૂર્યોદય પૂર્વે અગર સૂર્યાસ્ત સમયે દેખાતા રંગો જેવા તે રંગો છે. તે જોતજોતામાં ઉડી જાય છે. આગીઆની પાંખની દ્યુતિ માફક તેની દ્યુતિના પ્રકાશ રેડાય છે, પણ જ્યારે બાળક તે આગીઆને પકડવા જાય છે, ત્યારે તેના ધૈર્યની તે કસોટી કરે છે અને તેમ છતાં જો પકડાય તો તેનો પ્રકાશ કેટલો સમય રહે છે? શરદભ્રની છાયાની માફક સલિલપટ પર ઉત્પન્ન થતા બુદ્દબુદોની સમાન સંસારનાં સુખનું આયુષ્ય અલ્પ છે. તેની

કીર્તિના રંગ પણ ઘેરા છે. તેની લક્ષ્મી પણ દગો દેનાર છે, તેના આનંદમાં વિરતિ છે. અને પરિણામમાં નિરસતા અને જડતા સમાયેલી છે. આમ છતાં પણ અહો! એ સંસારને માટે કેટલી ધમાલ! કેટલાઓ તેની લક્ષ્મી માટે ફાંફાં મારે છે! કેટલાકો કીર્તિને વરવાને ઉત્સુક થયા છે! કેટલાકો સત્તારૂપી વારુણી પીવાને માટે ઈચ્છા કરે છે. એજ સંસારની અદ્ભૂતતા છે.

શ્રી સૂરદાસજી સંસાર તથા તેનાં સુખો વિગેરેનું વર્ણન આપતાં લખે છે.

પાનીમેં જ્યોં બુદબુદા, એસી યહ હે દેહ;
વિણસ જાય પલ એક મેં, યામે નહિં સંદેહ.

× × ×

ઉદય ભયો અસ્ત હોયગો, ફુલ્યો સો કુમલાય
જન્મ લિયો સો જાયગો, યહ નિશ્ચય સતભાય
કાલભય નિત આય હેં, તું વિષયરસ લીન.
જ્યોં અહિ દાદુરકુ ભખે, દાદુર જ્યોં ન મલીન.
બાલ અચેતહિમે ગયો, તરુણાઈ ત્રિયહેત;
અબ છિનછિન ગ્રસત જરા, ક્યોં નહિ હોત સચેત.

ભક્ત કવિ કહે છે કે હે મનુષ્ય! તું તારા દેહમાં એટલો બધો મુગ્ધ બની ગયો છું કે રાતદિવસ તેના રક્ષણના વિચારમાં ગુંથાયલો રહે છે તો તે દેહ કેવો છે તેનો અલ્પક્ષણ માટે પણ તે વિચાર કર્યો છે? જો તું વિચાર કરીશ તો જણાશે કે આ દેહ તે પાણીના પરપોટા જેવો છે. પરપોટાને પાણીમાં શમી જતાં વાર લાગતી નથી. તેમ તારા

દેહને કરમાતાં વાર લાગવાની નથી જેનો ઉદય છે તેનો અસ્ત જરૂરથી થશે તેમાં કોઈ પણ જાતની શંકા તું રાખીશ નહિ. આ અમારૂં અને આ પારકું એવું ગણીને અહંતામમતાત્મક સંસારમાં તું રચ્યો પચ્યો રહે છે પણ તે સંસારજ તને બંધનકર્તા છે તે તું સમજતો નથી? જેમ સર્પ દાદુરનું ભક્ષણ કરે છે તેમ કાલ તારા દેહને ગ્રસ્ત કરશે અને તને હતો નહતો કરી દેશે તે સમયે તારૂં ગુમાન, તારો માનમરતબો! તારી વાહવાહ જે અહિઆં તું થતી સાંભળે છે, તે સર્વ ચાલ્યું જશે. માટે હજી પણ વિચાર કર તેં તારી બાલ્યાવસ્થા તો અજ્ઞાનતામાં ગાળી છે, યુવાવસ્થાને કામાશક્તિમાં પસાર કરી છે, અને વૃદ્ધાવસ્થામાં તારાં અંગ તથા પલિત વગેરે નિસ્તેજ અને અશક્ત બન્યાં છે અને તારી કાર્યશક્તિ હરાતી જાય છે. આવી અવસ્થામાં સંસારમાં સાર રૂપ હરિનું નામ તું લઈ શકતો નથી તે કેટલી બધી વિચિત્રતા છે. કાલનું સૈન્ય તારા દેહરૂપી દુર્ગનો નાશ કરવાને માટે સર્વ સામગ્રી સહિત તૈયાર થયેલો છે, છતાં પણ તું કોઈ પણ જાતની તૈયારી કરતો નથી એ એક પરમ આશ્ચર્ય છે. આ ભક્ત કવિ પુનઃ પણ કહે છે.

મિથ્યા સુખ દુઃખ જગત કે, અરુ મિથ્યા યહ દેહ
તામેં અરૂચિ વૃથા મચ્યો, કિયો ન હરિ સો નેહ

સંસારના સુખ દુઃખ આવા છે. તો પછી જીવનનું કર્તવ્ય શું બાકી રહે છે તો તે માટે કહે છે.

જબ લગી માયા દુષ્ટ પથ, તબ લગી પ્રભુ રહે દૂર,
દુષ્ટ દિએ પ્રકટ નિકટ રહે નયન ભરપૂર.

જેસો માયા મન રંગ્યો, ચોંળુ રંગે હરિસ્નેહ
તો હોઈ જીવનમુક્ત જગ, તો ભવસાગર એહ.

શાસ્ત્રોએ પોકારી પોકારીને કહ્યું છે, તેમજ ડાહ્યા પુરૂષોને થતા અનુભવોએ પણ જણાવ્યું છે કે આ દુનિયામાં કોઈ પણ સાચી વસ્તુ હોય તો તે ભગવાનજ છે; માટે તે સિવાય બીજા સર્વેનો સંબંધ છોડીને એ ભગવાનમાં ચિત્ત પરોવવું. તેમાંજ જીવનનું સાફલ્ય છે. પણ આમ કરવું તે જેટલું કહેવું સહેલું છે તેટલું આચરણમાં મૂકવું કઠિન છે. તપ વગેરે કર્યા છે, તથા સંન્યાસ લઈને દુનિયામાંથી ચાલ્યા ગયા છે, અને શીતકાળ, ઉષ્ણકાળ, તથા વર્ષાઋતુઓમાં એકાન્ત સ્થળોમાં—અતિશય કષ્ટકોથી ભરપુર ગાઢ જંગલોમાં એમ ગિરિની ગુફાઓમાં તથા વ્યાઘ્રાદિ હિંસ્ર પશુઓથી ... ત્થાનોમાં સંસારનો ત્યાગ કરવાની સદ્દબુદ્ધિથી નિર્વાસ ... નોકાર કર્યો છે, છતા પણ તેઓ સંસારનો સર્વથા ...ાગ કરી શકયા નથી. એટલુંજ ફલિત થાય છે કે સંસારનો ત્યાગ થવો અને પ્રભુમાં પ્રીતિ રહેવા, તે જીવના સાધનોથી બનવું અશક્ય છે યજ્ઞયાગાદિ, તપ, જ્ઞાન, વૈરાગ્ય ઈત્યાદિ સાધનોનું બળ માયાની અટપટી સામે ટક્કર ઝીલી શકતું નથી. માત્ર ભગવાનની કૃપા હોય તોજ તે થઈ શકે છે. તો પણ શાસ્ત્રોએ આ અસાર સંસારના ભયમાંથી જીવે કેવી રીતે મુક્ત થવું તેના ઉપાયો દર્શાવ્યા છે. તેઓ કહે છે કે પાણીમાં રહેવું અને મગરથી ડરવું એ યોગ્ય નથી. અર્થાત્ સંસારથી દૂર ભાગવામાં સંસાર નષ્ટ થતો નથી, પણ સંસાર એટલે જેને માયાનું સામ્રાજ્ય કહે છે તે માયાને જીતવી જોઈએ. માયાનું જોર તેની ઇન્દ્રિયરૂપી સૈનિકો અને

મનરૂપી સેનાપતિને લીધે છે. તો કોઈ પણ પ્રકારે તે સૈનિકો અને મન ઉપર તમે તમારો કાબૂ મેળવવાનો પ્રયત્ન કરો; એટલે સઘળી બાજી તમારી તરફેણમાં થશે. અર્થાત્ ઇન્દ્રિયાદિ જે સંસારના વિષયોમાં ખેંચાય છે તેનું તેમાંથી સંયમન કરીને પ્રભુ તરફ વાળવી જોઈએ. આમ કરવાથી સંસારની દુષ્ટતા તથા તેની બુરાઈ આપોઆપ ધોવાઇ જશે. આ રીતે ઈન્દ્રિયોને વશ કરીને પ્રભુ તરફ ચિત્ત ખેંચવું તેનું નામ નિરોધ કહેવાય છે અને આ બાબત આપણે "નિરોધ એટલે શું?" એ વિષયની અંદર જુદી વિચારીશું. હવે અહિંયાં તો નિરોધની અન્તિમ દશામાં જે ફલરૂપ વસ્તુ છે તે શી રીતે મેળવી શકાય તેનો વિચાર કરીએ.

સર્વ શાસ્ત્રોનું દોહન કરીને જો કોઈ પણ સાર ખેંચવામાં આવે તો તેમાંથી એકજ વસ્તુ આપણે શીખી શકીએ છીએ કે આ સર્વ જગત્ ઇત્યાદિના કર્તા પ્રભુને ઓળખો અને તેમને મેળવવાનો પ્રયત્ન કરો. આપણી આજુબાજુએ જે સ્થાવર તથા જંગમાત્મક સૃષ્ટિ જોઈએ છીએ, જે કંઈ ચૈતન્ય તથા સૌન્દર્યને સ્ફુરાયમાન જોઈએ છીએ તે સર્વ કૃતિ પરમાત્માની-ઈશ્વરની છે તેણેજ આ વિશ્વને અનેક ચમત્કારોથી ભરપૂર બનાવ્યું છે. તે પરમતત્ત્વની ઇચ્છા રમણ કરવાની થઈ એટલે ક્રીડાભાણ્ડરૂપ નાના પ્રકારક આ સૃષ્ટિને ઉત્પન્ન કરી અને તેમાં વિલાસ શરૂ કર્યો. તેણેજ આ વિશ્વમાં દૃષ્ટિગોચર થતાં સૂક્ષ્મ અને સ્થૂલમાં સ્થૂલ સત્ત્વો બનાવ્યા. એ વિશ્વ તથા બ્રહ્માણ્ડોના કર્તા એકજ છે, તથા આ સર્વ જે કંઈ આપણે નિહાળીએ છીએ તે તેના અંશરૂપ છે, એ વસ્તુ આપણે તત્ત્વજ્ઞાનની ઉંડી દૃષ્ટિથી અવલોકીશું તો સમજ્યા

વગર રહી શકીશું નહિ. તે સર્વે કંઇ ચલન હલન કરનાર સત્ત્વો તથા સ્થિર પદાર્થો તે પરમતત્ત્વ (બ્રહ્મમાંથી) ઉત્પન્ન થયાં છે; અને જ્યારે ઈચ્છા થાય ત્યારે પાછું એ સર્વને પોતાનામાં સંકેલી લે છે. જેમ ઉર્ણનાભિ (કરોળીઓ) પોતાની ઈચ્છાથી પોતાના મુખમાંથી જાળ કાઢીને સુંદર સૃષ્ટિ પોતાને વિહરવાને બનાવે છે; પણ જ્યારે તેની ઈચ્છા થાય છે ત્યારે કેવી રીતે પાછો પોતાનામાં સંકેલી લે છે. તેજ પ્રમાણે હરિ સ્વઇચ્છા થતાં રમણ કરવાને આ સર્વ ખેલ પોતે રચે છે. અને પછી પાછા તેને પોતાનામાં સકેલી લે છે આ ખેલ જાદુગરના ખેલ જેવો ભ્રમજનક અગર મિથ્યા નથી, પણ સત્ય છે; કારણ કે જગત્ રૂપી ખેલના કરનાર અહિંયાં મિથ્યા નથી પણ સત્ય છે એ ખેલના નિર્માતા ભગવાન્ છે, માયા નથી માયા સસારની બનાવનાર છે. માટે સંસારના ખેલ મિથ્યા છે; પણ વિશ્વ અગર જગતના ખેલ સત્ય છે કારણ કે તેના બનાવનાર બ્રહ્મ છે, તેમ તેની ઉત્પત્તિ પણ બ્રહ્મમાંથી જ છે. બ્રહ્મ જો સત્ય હોય તો તેમાંથી ઉત્પન્ન થયેલા સર્વ પદાર્થો પણ સત્ય ગણવા જોઈએ સુવર્ણમાંથી બનાવેલા અનેકવિધ અલંકારો સુવર્ણમયજ છે. તેમ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ સર્વ પદાર્થો બ્રહ્મના અંશરૂપ હોવાથી સત્ય છે. માટે બ્રહ્મજ તે સર્વેનું અન્તિમ ધ્યેય છે બ્રહ્મમાંથી છૂટા પડેલા અંશભૂત જીવોનુ અન્તિમ ધ્યેય પણ બ્રહ્મજ છે બ્રહ્મથી છૂટો પડેલો જીવ માયાના આવરણમાં સપડાઈને અહંતામમતાત્મક સંસારની વિક્રિયાઓને નિહાળે છે. પણ જેમ જેમ તે સત્ય વસ્તુ સમજતો થાય છે તેમ તેમ તેને ખબર પડતી જાય છે કે આ સર્વ ખોટું છે અને માત્ર ભગવાનજ સત્ય છે, માટે તે

ભગવાન્‌ને પ્રાપ્ત કરવાથીજ પોતાનું અસલ સ્વરૂપ સંપૂર્ણ રીતે જાણી શકાશે.

બ્રહ્મના અંશભૂત અને બ્રહ્મમાંથી છૂટા પડેલા જીવનું સ્વરૂપ સમજવાની જરૂર છે. એ બ્રહ્મનું વર્ણન ઉપનિષદ્‌ની અનેક શ્રુતિઓમાં આપેલું છે. કોઈપણ ઉપનિષદ્ વિભાગનું સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન થાય તો આ રહસ્ય વસ્તુ સમજાયા વગર રહેશે નહિ. બ્રહ્મનું સ્વરૂપ આનંદરૂપ છે. આનંદ એજ બ્રહ્મનો આકાર છે, માટે તે સાકાર ગણાય છે. તેમાં કોઈ પણ જાતની પ્રાકૃતતા નથી, માટે તે નિરાકાર કહેવાય છે. સાકરની પુતલી હોય તો તેમાં સાકર સિવાય બીજું કંઈ પણ જણાતું નથી. તથા સુવર્ણના કોઈપણ દાગીનામાં સુવર્ણ સિવાય બીજી કોઈ પણ વસ્તુ હોતી નથી, તેમ આનંદરૂપ બ્રહ્મમાં બીજી કંઇપણ વસ્તુ છે જ નહિ. જીવ તેમના અંશભૂત હોવાથી જીવનું પણ ખરૂં સ્વરૂપ આનંદ છે, પણ સંસારમાં પ્રવેશ કરતાં તેનો પવન તેનામાં એવી વિક્રિયા ઉત્પન્ન કરે છે કે પોતે આનંદરૂપ છે. એ વસ્તુનું તેને વિસ્મરણ કરાવે છે. પણ જ્યાં સુધી તે પોતાનું રૂપ ઓળખવાને પ્રયત્ન કરતો નથી ત્યાં સુધી તેને શાંતિ તથા ઝંપ નથી. તેને સંસારના લુખા પદાર્થો મેળવવા માટે અતિશય ઝંખના થાય છે, અને તે મેળવવા છતાં પણ તેને અશાંતિ તથા ક્ષોભ રહે છે. માટે જીવે પોતાનું સ્વરૂપ સમજવાને પ્રયત્ન કરવો જોઈએ. પોતાનું સ્વરૂપ સમજીને તે સ્વરૂપ પાછું કેવી રીતે પ્રાપ્ત થાય તેના વિચારમાં ગુંથાવું. આમ વિચારો કરતાં ઉત્તરોત્તર તે સ્વરૂપ પ્રાપ્તિ માટે પ્રયત્નશીલ બનશે. અને એક સમય એવો આવશે કે તેના જીવનમાં

અદ્ભૂત પલટો થઈ જશે. એ સંસારને પોતાની દૃષ્ટિ સમીપ નિહાળશે નહિ; એતો રાતદિવસ, તે આનંદસ્વરૂપની પ્રાપ્તિની ઝંખના કરશે આ પ્રમાણે તેના જીવનનો પલટો થશે. આ પલટો તે દિવ્યજીવન કહેવાય છે.

તે આનંદસ્વરૂપની પ્રાપ્તિ કેવી રીતે થાય છે તે વિષે આપણા વેદશાસ્ત્રમાં ઘણુંજ કહેવાયું છે. આપણે એ વસ્તુ સમજવાને માટે છાંદોગ્યોપનિષદ્નો વિભાગ નજર તળે ફેરવી જવો જોઈએ. આ ઉપનિષદ્ના દ્વાદશખણ્ડમાં બ્રહ્મનું પીછાણ કરવાને માટે ઉદ્દાલક પોતાના પુત્ર શ્વેતકેતુને ન્યગ્રોધનું ફલ લાવવાને કહે છે. શ્વેતકેતુ તે પ્રમાણે લાવે છે. પછીથી તેને કહે છે "ફલ ભાગીને તેનાં બીજને પણ તું ભાગ અને તેમાં શું જુવે છે તે કહે?" શ્વેતકેતુએ તે ભાગ્યાં અને પછી કહ્યું કે "એમાં કંઈ પણ હું જોતો નથી." આ ઉપરથી મુનિ એને જણાવે છે કે આ બીજના સૂક્ષ્મતમ ભાગ જે પ્રત્યક્ષ નિહાળી શકાતા નથી પણ તેમાંથી મહાન્ ન્યગ્રોધ વૃક્ષની સ્થિતિ થઈ છે. તેજ અણિમા સૂક્ષ્મ તત્ત્વ સત્યરૂપ છે. તેનું નામ આત્મા છે, અને હે શ્વેતકેતુ! તે આત્મા તું છે, એમ જાણ. પુનઃ આ અર્થનો બોધ કરવાને માટે તેને જલના પ્યાલામાં લવણ નાખીને પોતાની પાસે લઈ જવાને કહે છે. શ્વેતકેતુ તે પ્રમાણે લવણને જલમાં નાખીને લઈ જાય છે. પછી મુનિ તેનો આસ્વાદ લેવા કહે છે. જે જે જગ્યાએથી શ્વેતકેતુ એ જળનો સ્વાદ લે છે તે તે દરેક જગ્યાએ એ ખારૂં લાગે છે. લવણયુક્ત જણાય છે. આ ઉપરથી મુનિ તેને જણાવે છે કે, હે સૌમ્ય! આ લવણની માફક આ બ્રહ્મ પણ સર્વત્ર વ્યાપ્ત છે પણ તું તે નિહાળી શકતો

નથી. જળમાં પડેલા લવણને તું નજરે જોઈ શકતો નથી. પણ માત્ર સ્વાદ ઉપરથી તેનું અસ્તિત્વ કળી શકે છે તેમ બ્રહ્મનું અસ્તિત્વ છે પણ તે ઈન્દ્રિયગમ્ય નથી. દૃષ્ટિથી પ્રત્યક્ષ નિહાળી શકતા નથી; માત્ર અનુભવથી ઓળખી શકાય છે. માટે તે બ્રહ્મને ઓળખવાને પ્રયત્ન કરવો જોઇએ. આ ઉપદેશનું તારતમ્ય એટલુંજ જણાવે છે કે હે શ્વેતકેતુ! તું જે બ્રહ્મનું જ્ઞાન મેળવવાને ઇચ્છે છે તે અણિમા છે, અને આ સર્વ ઐતદાત્મ્ય છે, તે સત્ય છે, તે આત્મા છે. અને તું તે રૂપ છું. પણ છતાં તે સ્વરૂપને પ્રત્યક્ષ કરવું ઘણું કઠિન છે. તો તેની પ્રાપ્તિ શી રીતે થાય ?

બ્રહ્મની પ્રાપ્તિના અનેકવિધ માર્ગો દર્શાવ્યા છે. આપણું ધર્મ સાહિત્ય-વેદકાળથી પ્રારંભીને પુરાણો તથા ભાષ્યાદિ પર્યંતનું તપાસીશું તો તેમાંથી ત્રણ મુખ્ય માર્ગો એ દિશામાં દોરનાર તરીકે જણાવવામાં આવે છે—**કર્મ, જ્ઞાન અને ભક્તિ.** પણ આ બધા માર્ગો ઠેઠ બ્રહ્મધામ સુધી પહોંચાડી શકતા નથી. તેમાંના કર્મ અને જ્ઞાનમાર્ગો વચ્ચેથી અટકી જાય છે—જેમ રસ્તામાં માર્ગસૂચક સ્તંભો મૂકવામાં આવ્યા હોય તેની માફક તેઓ અમુક દિશા આપણને સૂચવે છે. ફક્ત ભક્તિ-રૂપી માર્ગ એજ સિધો માર્ગ છે; એમ વેદાદિની શ્રુતિઓનાં મર્મને તપાસવાથી સહજ સમજી શકાશે. પ્રભુ આનંદસ્વરૂપ છે, અને જીવ તેના અંશભૂત છે, અર્થાત્ જીવમાં તે આનંદરૂપનું તિરોધાન થયેલું હોવાથી પોતે અંશ છે. આ વસ્તુ સમજાય માટે ભક્તિમાર્ગીય જ્ઞાનની આવશ્યક્તા છે. ભક્તિ એટલે પ્રભુ માટેનો નિઃસીમ અને નિરુપધિ પ્રેમ. આ પ્રેમ

જ પ્રભુના સ્વરૂપનું જ્ઞાન તથા પ્રાપ્તિ કરાવનાર છે. 'માટે આ ભક્તિમાર્ગીય જ્ઞાનની જરૂર છે.

દુનિઆમાં પણ જો કોઇ વસ્તુને આપણે પ્રાપ્ત કરવી હોય તો આપણે રાત દિવસ તેની પાછળ મંડયા રહેવું જોઈએ. બીજી બધી બાબતોમાંથી ચિત્ત ખસેડી લઇને ફક્ત તેની ઉપર જ તેને ચોટાડવું જોઇએ. અર્થાત્ તે વસ્તુ માટે આપણને અહર્નિશ રટણ થવું જોઈએ. તેનુંજ ચિન્તન બનવું જોઈએ. તેમાંજ પોતાનો પ્રાણ આપવો જોઈએ. આવી રીતે તે વસ્તુ ઉપર ચિત્તાસક્તિ રાખનાર તે વસ્તુ પ્રાપ્ત કરી શકે છે; તેવીજ રીતે પ્રભુ પ્રાપ્તિને માટે પણ અન્ય સર્વ ભૂલી જઈને, ફક્ત પ્રભુનો જ જો આપણે વિચાર કરીએ, રાતદિવસ તેનુંજ મનન અને નિદિધ્યાસન કરીએ, તેમાંજ આપણો પ્રાણ મૂકીએ અને તદનુકૂળ આપણું જીવન બનાવીએ, જીવનની સર્વ ક્રિયાઓ તથા વ્યાપારો તેના મય જ બને તોજ પ્રભુ પ્રાપ્તિ થાય. આવી જાતની સ્થિતિ થવી તેનું નામ સંન્યાસ છે સંન્યાસ એટલે ફકીરી; પ્રભુ મેળવવાને માટે આપણે નિઃસાધન થઈ ફકીર બનવું જોઈએ. ઉત્તમ પ્રકારનો ત્યાગ કેળવવો જોઇએ. દુનિઆના સર્વ રસોમાંથી ઇન્દ્રિયો ખેંચવી જોઈએ. એક પળવાર પણ શ્વાસ પ્રભુના નામ રટણ સિવાય ચાલવો ન જોઈએ. આવું બને તોજ સંન્યાસની દશા પ્રાપ્ત થઈ છે એમ સમજાય, અને એવી સ્થિતિ ભોગવનાર પોતે પ્રભુમય જ બની જાય છે- તેનું ખાન, પાન, વ્યવહાર, આચાર, ઐહિક પારલૌકિક બંધનો ત્યારે જ આપોઆપ છૂટી જાય છે. આ સ્થિતિ થતાં હૃદયમાં સ્થિત આનંદસ્વરૂપ પ્રભુ બહિઃપ્રકટ થાય છે,

અને પોતાનાં પ્રકટ દર્શન આપીને તે જીવને તેના આનંદ-સ્વરૂપની પ્રાપ્તિ કરાવે છે.

પુષ્ટિમાર્ગમાં નિર્દેશેલી ભક્તિનું પરમફળ પ્રભુપ્રાપ્તિ છે. તેને માટે સંન્યાસની સ્થિતિ જરૂરની છે. પણ આ સંન્યાસ શબ્દ અત્યારે લોકમાં જૂદા અર્થોમાં વપરાય છે. અહિંઆં ભક્તિમાર્ગીય સંન્યાસ આવશ્યક ગણાય છે. સંન્યાસનું રહસ્ય શું છે તે કંઈક જાણવા જેવું છે. અખિલ ભૂમણ્ડલાચાર્ય જગદ્‌ગુરુ શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ "સંન્યાસ નિર્ણય" નામના ગ્રન્થમાં આની કુંચી આપી છે. તે કુંચીથી આ વિષયની ગુંચ ઉકેલનારને તે વસ્તુ સમજતાં વાર લાગશે નહિ. માટે આપણે અહિંઆં તે ગ્રન્થનું સ્હેજ અવગાહન કરી જોઇશું.

આ ગ્રંથમાં શ્રીમદાચાર્યજી આજ્ઞા કરે છે કે સંન્યાસ લેવાનું પ્રયોજન તે પ્રભુના વિરહનો અનુભવ કરવાને માટે છે. આ વિરહનો અનુભવ તે (૧) વિરહનો અનુભવ અથવા (૨) વિરહ સમયનો અનુભવ અથવા (૩) વિરહ થયા પછીનો અનુભવ હોઈ શકે. આ ત્રણમાંથી કોઈ એક અર્થની સિદ્ધિ માટે સંન્યાસ લેવો જોઇએ "સૃષ્ટિના આરંભકાલથી જીવ ભગવાનથી છૂટો પડેલો છે અને તેથી તેને જે વિરહ થાય છે તે વિરહ ભગવાન્‌માં આસક્તિ થવાથી જાગૃત થાય છે. તેનો ક્ષણે ક્ષણે અનુભવ કરવા માટે સંન્યાસ લેવો એમ થાય છે. કવિ રવીન્દ્રનાથ ટાગોર પણ ગીતાંજલી કાવ્યમાં જીવને પરમાત્માથી થયેલા વિરહ વિષે નીચે પ્રમાણે કહે છે—

If it is not my portion to meet Thee in this my life, then let me ever feel that I have missed Thy sight, let me not forget for a moment, let me carry the pangs of this sorrow in my dreams and in my waking hours."

"જો મારા ભાગ્યમાં તને મળવાનું મારા આ જન્મમાં ન હોય તો મને સર્વદા એવું વિરહ દુઃખ થાવો કે હે પ્રભુ, મને તારાં દર્શન થયાં નથી, એક ક્ષણ પણ હું આ વિસ્મરૂં નહિ, આ વિરહ દુ.ખ મને સ્વપ્નમાં તેમ દિવસમાં અહર્નિશ થાવો" વળી આગળ તે કહે છે

As my days pass in this crowded market ' this world and my hands grow full with ''y profits, let me ever feel that I have gained nothing. Let me not forget for a moment Let me carry the pangs of this sorrow in my dreams and in my wakeful hours."

આ સંસારના વ્યવહારની જંજાળમાં જ્યારે મારા દિવસો વ્યતીત થતા હોય, અને સસારની વસ્તુઓથી, મારા હસ્ત ભરાઇ જતા હોય ત્યારે પણ મને સર્વદા એવી વૃત્તિ થાઓ કે મને કશું મળ્યું નથી મારો સમય વ્યર્થ ગયો છે. એક ક્ષણ પણ હું વિસ્મરૂ નહિ આ વિરહ દુઃખ મને સ્વપ્નમાં તેમ જાગ્રત્ સ્થિતિમાં અહર્નિશ થાઓ" આ રીતે પ્રભુને માટે વિરહ થવામાં રસિક અને ભક્ત હૃદય અલૌકિક આનંદ મેળવે છે આવા ઉદ્દગાર અનેક કવિઓએ પણ દર્શાવેલા છે. શ્રીમદાચાર્યજીએ "સંન્યાસનિર્ણય" ગ્રંથમાં, તેટલા માટે સંન્યાસનું લક્ષણ આપવા માટે તેમાં વિપ્રયોગ

સ્થિતિની આવશ્યકતા જણાવી છે. વિરહ સમયનો અનુભવ એવો પણ અર્થ લેવાય, અર્થાત્ આ રીતે ભગવાનનો સાક્ષાત્કાર તેને સંન્યાસ કહે છે. વિરહ પછીનો અનુભવ એવો અર્થ લઈએ તો રાસ પંચાધ્યાયીના ચતુર્થ અધ્યાયમાં **तासामाविरभूत्** શ્લોકમાં જણાવ્યા પ્રમાણે જે સાક્ષાત્કારરૂપ અનુભવ કહ્યો છે તેને માટે સંન્યાસ લેવો એમ કહ્યું છે. આ ઉપરથી એટલું ફલિત થાય છે કે વિરહની સ્થિતિનો અનુભવ થાય માટે સંન્યાસ લેવો જોઈએ. પણ આ સંન્યાસમાં જેમ સામાન્ય રીતે લોક માન્યતા વેષ ધારણ કરવાનું કહે છે તે આવશ્યક નથી. **स्वीयबंधनिवृत्त्यर्थं वेषः सोत्र नचान्यथा** । સ્વીય એટલે પોતાના પુત્ર સ્ત્રી વગેરેથી થતો બંધ-પોતાને તેઓમાં આસક્તિ ન હોય તો પણ તેમની પોતા વિષે આસક્તિ જો થતી હોય તો તેને દૂર કરવા માટે સંન્યાસ વેષ કહેવામાં આવ્યો છે. જો તેમના તરફથી વેષની અપેક્ષા ન હોય તો બંધની સંભાવના નથી. આ સંન્યાસ કર્મમાર્ગમાં નિષિદ્ધ કર્યો છે, અને ખાસ અત્યારના જમાનામાં એ કદી પણ કર્મમાર્ગની રીતિ પ્રમાણે લેવો ન જોઈએ. જ્ઞાનમાર્ગમાં તેનો સંભવ બે રીતે હોઈ શકે. એક વિવિદિષા સંન્યાસ ( જ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છાના કાલમાં ) અને બીજો વિદ્વત્સંન્યાસ. પણ આ ઉભય દોષયુક્ત છે, માટે તેનો પણ નિષેધ કરેલો છે. ભક્તિની સાધન દશામાં પણ તે સુખાવહ નથી. કારણ કે સંન્યાસમાં એકાન્તતાની જરૂર છે માટે શ્રવણ, અર્ચન વગેરે નવધા ભક્તિ સિદ્ધ થવા માટે સંન્યાસ લેવાની જરૂર નથી. માત્ર વિરહાનુભવ કરવાનેજ અને જો પ્રભુની તેવી પ્રેરણા હોય તોજ ફલ માટે સંન્યાસ ગ્રહણ

કરવો જોઇએ ( આ વસ્તુ વિશેષ સમજવાને જુઓ. "સંન્યાસ નિર્ણય " ગ્રંથ ) જે ભક્તમાં આવી સંન્યાસની ભાવના થઈ હોય તેની વાણી ગદ્ગદ્ થાય છે, હૃદય દ્રવે છે, વિરહથી હમેશાં અશ્રુપાત થાય છે. કોઈકવાર હસે છે, લાજ રહિત ઉચ્ચ સ્વરે ગાન કરે છે તથા નાચે છે. આવી રીતે સંન્યસ્ત ભક્તિવાળા ભક્તનાં લક્ષણો ભા. ૧૧–૧૪–૨૪ માં કહ્યાં છે.

આ સ્થિતિ થવી ઘણી મુશ્કેલ છે. દુનિઆમાં આવા સંન્યાસની દશા ભોગવનાર ભક્તો ઘણા દુર્લભ છે. આવા સંન્યાસ માર્ગના ગુરુઓ કોણ છે તે જાણવું હોય તો શ્રીમદાચાર્યચરણ જણાવે છે કે મર્યાદા રીતિએ કૌણ્ડિન્ય ઋષિ, અને પુષ્ટિ રીતિએ શ્રીવ્રજ સિમન્તિની ( વ્રજનાં ગોપીજનો ) છે. કૌણ્ડિન્ય ઋષિ વિષે એવું કહેવાય છે કે, તેમણે અનંતનો દોરો અગ્નિમાં નાખ્યો હતો. આ અપરાધને લીધે તેઓ દરિદ્ર થયા હતા. પણ પોતાની પત્ની શિલાના વચનથી આ વાત જાણતાં અપરાધના નિવારણ માટે વૈરાગ્ય પામ્યા અને અનંતનું ધ્યાન કરવા માંડયું. તેઓ મનથી અનંતના દર્શન કરવાની ઈચ્છાથી ગૃહ બહાર નીકળી ગયા. ભૂખ તરસને પણ છોડી દીધાં તથા બ્રહ્મચર્યનું સેવન કર્યું. અને ક્ષણવાર અટકયા સિવાય શ્રીહરિનો જપ કરવા માંડયો. વનમાં વૃક્ષોને તથા સત્ત્વોને અનંતની ખબર પૂછવા માંડી. આથી અનંત તેમના ઉપર પ્રસન્ન થયા અને દર્શન આપ્યાં. શ્રીગોપીજનની પણ એજ દશા થઇ છે. તેઓ કૃષ્ણ ભગવાન છે એમ સારી પેઠે સમજતાં હતાં. કૃષ્ણ એ યશોદાના પુત્ર છે એમ નહિ. પણ તે સર્વ દેહીઓના અન્તરાત્માના દ્રષ્ટા છે તેમ તેઓ સારી પેઠે જાણતાં હતાં ( શ્રીગોપીગીત શ્લો. ૪ ) તે

ભગવાનની પ્રાપ્તિ માટે સર્વ પરિત્યાગ કરીને રાસ રમવાની ઇચ્છાએ જાય છે. પણ જ્યારે પ્રભુ તેમનાથી અંતર્હિત થાય છે ત્યારે તેમને "વિરહ" ઉત્પન્ન થાય છે; આ વિરહનું દુઃખ એટલું બધું થઈ ગયું છે કે ભગવાનની ભાળ કાઢવાને વનમાં એક જગ્યાએથી બીજી જગ્યાએ તેઓ આથડે છે અને ઊન્મત્તની માફક વૃક્ષો વગેરેને પૂછે છે આ ગોપીજનોના વિરહમાં લૌકિકતા નથી. તેમાં સંસારની કોઈ પણ જાતની આસક્તિ નથી. તેમના શ્વાસમાં પ્રભુ સિવાય બીજું કંઈપણ ચિન્તન નથી. તેમની આગળ સંસારજ નથી. નથી તેમને કુટુંબ કે સમાજ કે દેશનો ભય. કાળ તથા સ્થળની સીમાને તે ભય ઓળંગી ગયો હતો. પ્રભુ માટેજ તેમનું જીવન હતું. અને તે માટેજ તેમના સર્વ કોઈ પ્રયત્ન હતા. રાત્રિની ભયંકરતા હોવા છતાં પણ સર્વ ચિન્તાઓનો ત્યાગ કરીને પ્રભુ માટે આમ તેમ ત્યાં શોધ કરવા મંડયાં. જ્યારે તેમ કરવાથી પ્રભુએ દર્શન ન આપ્યાં એટલે તે દીન થઈ ગયાં અને આંખમાંથી અનર્ગલ અશ્રુઓ ખેરવા લાગ્યાં. તેમનામાં વિકલત્વ અને ઉન્માદત્વ જણાવા માંડયાં.

પ્રણયીઓની આવી દશા સહજ હોય છે, તેવું ભાષા કવિઓએ પણ વર્ણવ્યું છે. લૌકિક પ્રેમીઓમાં આવી પણ સ્થિતિ હોય છે. મેઘદૂતમાં આપણે વાંચીએ છીએ કે પોતાની સ્ત્રીથી વિયોગ પામેલો યક્ષ, અચેતન મેઘ સાથે પોતાની પત્નીને સંદેશો મોકલાવે છે. આ પ્રેમીની ઉન્માદતા નહિ તો બીજું શું? વળી એજ કાવ્યના કર્તા કવિ કાળીદાસે વિક્રમોર્વશીય નાટકમાં વર્ણવ્યું છે કે વિદ્યાધરના શાપથી અંતર્હિત થયેલી પોતાની પ્રાણપ્રિયા ઉર્વશીને નહિ જોવાથી પુરુરવા રાજાની

સ્થિતિ અતિશય ઉન્માદક બને છે. આનું કેવું સુંદર પણ હૃદયદ્રાવક ચિત્ર તે કવિએ આલેખેલું છે! તે ત્યાં મૃગ, ચક્રવાક, હસ્તી, ભૃંગ, ગિરિ, નદી વગેરેને ઉર્વશીની ખબર પૂછે છે. આ પણ પ્રેમીઓની ઉન્માદાવસ્થાનુંજ ચિત્ર છે. "માલતી માધવ" નાટકમાં ભવભૂતિ કવિએ પણ એવુંજ પ્રેમીઓની વિપ્રયોગ દશાઓનું વર્ણન આપ્યું છે. જો લૌકિક પતિપત્નીઓના પ્રેમમાં આવી ઉન્માદાવસ્થા થાય છે તો એ નિઃસીમ પ્રેમની મૂર્તિરૂપ કોટિકંદર્પલાવણ્ય એવા પરબ્રહ્મ–ભગવાન માટેના પ્રેમ ખાતર ગોપીજનોની આવી વિકટ દશા પ્રાપ્ત થાય એમાં આશ્ચર્ય શું છે. ખરેખર આ વ્રજસીમન્તીનીઓ પરમ સંન્યાસિનીઓ છે. તેમનો વિરહ પ્રભુ માટે છે. જેઓ ઉંડી દ્રષ્ટિથી આ વસ્તુ સમજતા નથી તેજ માત્ર વૃથા કલ્પનાઓ કરે છે. માટેજ એક સાક્ષર લેખક એક સ્થળે લખે છે× અત્યાર સુધી ઘણા કાળથી હું તો ગોપીનેજ લક્ષ્યમાં રાખી જીવ્યો છું. ગોપીજ બનવા યત્ન કર્યો છે અને તે જ્યારે જેટલું બનાયું ત્યારે તેટલું સુખ મળ્યું એમ અને તે જ્યારે જેટલું બનાયું ત્યારે હું તેટલો પરમાત્માની લ્હાણમાં આવ્યો એમ માનતો આવ્યો છું. "ગોપી" એ ભાવનાનો હું જેવો ભક્ત હોઈ શકું તેવો અત્યાર સુધી રહ્યો છું. ગોપીએ ભાવનામાં રસની વિશાળતાની તથા સ્વાર્પણની જે પૂર્ણતા સમજાઇ છે તે હજુ સુધી મને સ્વીડનબોગના પાદરીપણામાં સમજાઈ નથી.

ગોપીનો દરજ્જો ઘણો અધિક છે. તેઓ પરમ ભક્ત શિરોમણિ છે. શુચિ અને ઉજ્જવલ પ્રેમની તે સાક્ષાત્ મૂર્તિ છે. પરમ ત્યાગનાં નિધિરૂપ છે. તેઓ પરમ સંન્યાસિની છે.

× આ વિચારના લેખક કલાપી છે.

એટલું જ નહિ પણ સંન્યાસ માર્ગનાં પરમ ગુરુ છે. માટે ભક્ત કવિ પરમાનંદદાસની સાથે આપણે પણ નીચેનું પદ ગાઈશું અને શ્રી વ્રજસીમન્તિનીનું સ્વરૂપ શુદ્ધ રીતે સમજી શકીએ તથા તેમના ભાવ કંઈક અંશે આપણા જીવનમાં ઉતારી શકીએ માટે તેનું અહર્નિશ ચિન્તન કરીશું.

ગોપી પ્રેમકી ધ્વજા;
જીન ગોપાલ કિયો અપને વશ ઉરધર શ્યામ ભુજા,
શુકમુનિ વ્યાસ પ્રસંશા કીની, ઉધો સંત સરાહી.
ભૂરી ભાગ્ય ગોકુલકી વનિતા, અતિ પૂનિત ભવમાંહી;
કહા ભયો જો વિપ્રકુળ જનમ્યો, જો હે હરિસેવા નાંહિ.
સોઈ કુલીન દાસપરમાનંદ જો હરિ સન્મુખ ધાઈ.

હવે ભાગવતમાંથી ગોપીજનોની સંન્યસ્ત દશા જણાવનાર કેટલાક શ્લોકનાં અવતરણ અહિંઆં આપણે લઈએ.

ભગવાને રાસ કર્યાનો સંકલ્પ કર્યા પછી પોતે પણ વેણુ વગાડી. આ વેણુનો સ્વર વ્રજમાં સ્થિત ગોપીઓના કર્ણેન્દ્રિયમાં થઈને તેમના હૃદયમાં પેસી ગયો અને તનમનાટ શરૂ કર્યો. આ સમયે તેઓ ગૃહનાં જૂદાં જૂદાં કાર્યોમાં વ્યગ્ર હતાં, પણ વેણુનો સ્વર સાંભળતાં તેઓ પ્રભુ પાસે જવાનો સંકલ્પ કેમ અટકાવી શકે ? ન જ અટકાવી શકે. તેથી કામ કામની જગ્યાએ રહ્યું. પોતે એકદમ ઘરમાંથી દોડવા જ માંડયું. તેમને સંસાર ખારો લાગ્યો. આથી પોતાના પતિઓ, પુત્રો, પિતાઓ વગેરે કોઈનો પણ વિચાર કર્યો નહિ. પ્રભુનું આહ્વાન થતાં એટલી ઉતાવળથી તેમણે સંસારનો ત્યાગ કરવા માંડયો કે તેમને વસ્ત્રનું પણ ભાન ન રહ્યું ભા. ૧૦ સ્કં. (૨૯) ૭ માં કહે છે કે व्यस्तवस्त्रा-

मरणाः काश्चितकृष्णान्तकं ययुः । વસ્ત્ર અને આભૂષણો જ્યાં પહેરવાં જોઇએ ત્યાં પહેરવાને બદલે ગમે તે સ્થાને પહેર્યાં આનું કારણ એ કે સંસાર જ તેમની આગળ નહોતો તો પછી લોકલજ્જાની તો વાત જ ક્યાં કહેવાની ? સંસારનાં આસક્ત કામી જન જ્યારે એકબીજાને મળે છે ત્યારે બની-ઠણીને, મોહક વેષ ધારણ કરીને મળે છે, પણ અહિંઆં તો તેમનામા તેવો કામ નહિ હોવાથી વસ્ત્ર કે આભરણની પણ દરકાર કરી નહિ

ત્યાંજ આગળ કહે છે કે—

ता वार्यमाणाः पतिभिः पितृभि/ भ्रातृबन्धुभिः ।
गोविन्दापहृतात्मानो न न्यवर्तन्त मोहिताः ॥
૧૦-૨૬ (૨૯)-૮

ગોવિન્દ ભગવાનથી જ તેમના આત્માઓ હરાયા હતા. અર્થાત્ ભગવાનમાં જ તેમના આત્મા આસક્ત હતા. આથી પતિ, પિતૃઓ વગેરે સાંસારિક પુરુષોનો સંબન્ધ તેમને ખારો લાગે જ

સંસારાસક્ત કામિનીઓ તો પોતાના કામીજન પાસે જાય છે ત્યારે છાનાંમાનાં જાય છે, તેમને ડગલે ડગલે ભય રહે છે કે રખેને તેઓ જોશે તો તેમનો કામ પકડાઇ જશે. આથી તેઓ લોકમાં નિન્દાશે. તેને સગાંવહાલાં અને સમાજનો ડર લાગે છે, પણ ગોપીજનો તો પ્રભુભક્ત જ હતાં તેથી તેઓ છૂપી રીતે પ્રભુ સમીપ જતાં નથી, પણ પોતાના સાંસારિક સંબન્ધીઓની આગલ ખૂલ્લી રીતે, તેઓ જાણે તેવી રીતે, જાય છે કારણ કે તેમને કોઇની નિન્દા કે આક્ષેપનો ભય નથી.

ભગવાનની પાસે પહોંચતાં ભગવાને તેમની કસોટી કરવાને માર્મિક શબ્દોથી સંસારમાં પાછાં ફરવાને તેમને જણાવે છે પણ ભગવાનની વાણીથી તેમના સંકલ્પો દૂર થઈ ગયા હતા. સંસાર છોડીને ભગવાન તરફ જતાં થોડી ઘણી પણ જે વાસનાના અવશેષ રૂપ સંકલ્પો રહ્યા હતા તેના ચૂરેચૂરા થઈ ગયા. (જુઓ विषण्णा भग्नसङ्कल्पाश्चिन्तामापुर्दुरत्ययाम् । ) જેના સંકલ્પોનો વિનાશ થાય છે તે જ સંન્યાસી છે. શ્લોક ૩૦ માં कृष्णं तदर्थविनिवर्तित सर्वकामाः એ પંક્તિથી ભગવાનને માટે તેમના સકળ કામો દૂર થયેલા હતા. ભગવાન સિવાય બીજા કશાની પણ તેમને કામના નહોતી એમ કહીને તેમની સંન્યસ્ત દશાનું સૂચન કર્યું છે. આ માટેનો વધારે મજબૂત પૂરાવો નીચેના પછીના શ્લોકમાં છે.

मैवं विभोऽर्हति भवान्गदितुं नृशंसं
संत्यज्य सर्वविषयांस्तव पादमूलम् ।
माम्रा भजस्व दुरवग्रह मा त्यजास्मान्
देवो यथादिपुरुषो भजते मुमुक्षुन् ॥

૧૦-૨૬ (૨૯) ૩૧

"હે પ્રભો ! આપ કઠોર શબ્દો બોલો તે ઠીક નથી. અમે, સઘળા વિષયોનો સંપૂર્ણ રીતે ત્યાગ કરીને જ આપના ચરણ કમળ સમીપ આવ્યાં છીએ (વૃન્દાવનમાં પ્રાપ્ત થયાં છે) માટે હે પ્રભો ! દુરાગ્રહ કરીને અમારો ત્યાગ ન કરો. પણ જેમ આદિ દેવ પુરૂષોત્તમ મુમુક્ષુઓને ભજે છે તેમ આપ અમને ભજો."

આ શ્લોકને સાવધાનતાથી વાંચવામાં આવે તો ગોપી-

જનોની સંન્યસ્ત દશા વિષે કોઈને શંકા કરવાની રહેશે જ નહિ. સર્વ વિષયોનો ત્યાગ તો સામાન્ય સંન્યાસીઓ પણ કરી શકતા નથી. છતાં આ ગોપીઓએ તમામ વિષયોનો ત્યાગ કર્યો છે. ખરેખર તેઓ સંન્યાસીઓમાં પણ પરમ સંન્યાસી હતાં.

આ પછીના શ્લોક ૩૨ માં તેઓ કહે છે કે, ભગવાન જ અમારૂં સર્વસ્વ છે. ભગવાન એજ અમારા બન્ધુ છે. આત્મા છે, પતિ છે, પ્રિયતમ છે. અમારે હવે સંસારની સાથે કંઈ પણ લેવા દેવા નથી.

यत्पत्यपत्यसुहृदामनुवृत्तिरङ्ग
स्त्रीणां स्वधर्म इति धर्मविदा त्वयोक्तम् ॥
अस्त्वेवमेतदुपदेशपदे त्वयीशे
प्रेष्ठो भवांस्तनुभृतां किल बन्धुरात्मा ॥
૧૦-૨૧ (૨૯) ૩૨.

ભગવાનની સાથેનો પ્રેમ તેજ ખરો પ્રેમ છે, સંસારી પુરુષો સાથેનો પ્રેમ તે દુઃખરૂપ થઇ પડે છે, માટે જ અમારે સંસારમાં પાછાં પડવું નથી. જે સંસારનો ત્યાગ કરીને અમે સંન્યાસનો સ્વીકાર કર્યો છે, તેમાંથી ચ્યુત થવા માંગતાં નથી.

कुर्वन्ति हि त्वयि रतिं कुशलाः स्व आत्मन् ।
नित्यप्रिये पतिसुतादिभिरार्तिदैः किम् ॥
तन्नः प्रसीद परमेश्वर मास्म छिन्द्या
आशां भृतां त्वयि चिरादरविन्दनेत्र ॥
૩૩.

આગળ તેઓ કહે છે કે હવે આપ અમને પાછાં સંસારમાં મોકલશો તોપણ અમે ત્યાં જઈને શું કરવાનાં છીએ ? સંસારને માટે અમે તદ્દન નાલાયક થયાં છીએ કારણ કે જેને લીધે સંસાર બને છે તે ઇન્દ્રિયો તો આપેજ હરી લીધી છે.

चित्तं सुखेन भवतापहृतं गृहेषु
यन्निर्विशत्युत करावपि गृह्यकृत्ये ।
पादौ पदं न चलतस्तव पादमूला-
द्यामः कथं व्रजमथो करवाम किं वा ॥

34.

શ્લોક ૩૫ માં તેઓ ભગવાનને કહે છે "હે ભગવન્ ! અમારા ઉપર કૃપા કરો. સંસારને છોડી દઈને અમે આપની પાસે આવ્યાં છીએ તો હવે આપ અમને સંસારમાં પાછા મોકલશો નહિ. જો પાછાં મોકલશો તો ત્યાં અમે સુખી થવાનાં નથી. કારણ કે અમારું સુખ આપ જ છો. આપ જો અમને તરછોડશો તોપણ અમે સંસારમાં જઈશું તો નહિ જ. ઉલટું અમે ધ્યાનસ્થ દશાનો અનુભવ કરીને વિરહાગ્નિમાં અમારા દેહને ભસ્મીભૂત કરીને આપની પાસે જ આવીશું." (જૂઓ ભા. ૧૦-૨૬ (૨૯)-૩૫ માં नो चेद्वयं विरहजाग्न्युपयुक्तदेहाः । ध्यानेन याम पदयोः पदवीं सखे ते । લીટીઓ ) આગળ કહે છે—

तन्नः प्रसीद वृजिनार्दन तेऽङ्घ्रिमूलं
प्राप्ता विसृज्य वसतीस्त्वदुपासनाशाः ।

त्वत्सुन्दरस्मितनिरीक्षणतीव्रकाम—
तप्तात्मनां पुरुषभूषणदेहि दास्यम् ॥
૧૦-૨૯ (૨૯)-૩૮.

"હે દુઃખભંજક પાપના નાશ કરનાર ભગવાન્! આપ અમારા ઉપર પ્રસન્ન થાવ. ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને આપની સેવા અમે કરીશું એ આશાથીજ અમે આપના ચરણના મૂલને પ્રાપ્ત થયાં છીએ. હે પુરુષભૂષણ! આપના સુન્દર મન્દહાસ્યયુક્ત નેત્રના કટાક્ષથી ઉત્પન્ન થયેલા તીવ્ર કામથી તપ્ત થએલાં છે અંતઃકરણ જેમનાં એવાં અમને દાસ્યનું દાન કરો."

આ શબ્દો લૌકિક કામીજનની દશાનુ સૂચન કરે છે ' પરમ સન્યસ્ત દશાનું ? કોણ કહેશે કે આ શબ્દો પરમ સંન્યાસવાળા ભકતોના નથી ? જેમ સંન્યાસીઓ સંસારની માલમતા, સગાંવહાલાં વગેરે સર્વનો ત્યાગ કરે છે અને આત્માની શોધમાં વનમાં જાય છે તેમ આ ગોપીઓએ સંસારનો ત્યાગ કરીને વનસ્થાનમાં-પ્રભુના સ્થાનમાં પ્રવેશ કર્યો હતો. કોણ કહી શકશે કે તે પરમ સંન્યાસિનીઓ નહોતાં?

જેમ જ્ઞાનીઓનાં ચિત્તાદિ બ્રહ્મમાં લય પામે છે તેમ આ ભક્તિમાર્ગીય સંન્યાસવાળાં આ ગોપીઓનાં મન વગેરે રસરૂપ બ્રહ્મમાં જ લીન થઈ ગયાં હતાં. તે ભગવાનના અન્તર્ધાન પછીથી ગોપીઓની થયેલી દશાનું વર્ણન કરતાં -શુકદેવજી નીચેના શ્લોકમાં જણાવે છે.

तन्मनस्कास्तदालापास्तद्विचेष्टितास्तदात्मिकाः
तद्गुणानेव गायन्त्यो नात्मागाराणि सस्मरुः
૧૦-૨૭ (૩૦)-૪૩.

આ ગોપીઓનું મન ભગવન્મય બન્યું હતું. તેમના આલાપો ભગવદ્વિષયક હતા. તેમની તમામ ચેષ્ટાઓ ભગવન્મય હતી. તેમના ચિત્તમાં કૃષ્ણને જ તે આત્મા માનતાં હતાં. તેમના ગુણને જ તે ગાતાં હતાં. આ રીતે તેમની દશા થઈ ગઇ. આ દશામાં તેમને આત્મા કે ગૃહ કશું પણ સાંભર્યું નહિ."

ભક્તિમાર્ગીય સંન્યાસ આવા પ્રકારનો હોય છે. ભગવાનના વિરહના અનુભવ માટે જ તે હોવાથી. તે વિરહમાં ચિત્તાદિની સ્થિતિ પલટાઈ જાય છે. જ્ઞાની સંન્યાસીઓનાં ચિત્તાદિ તદ્દન લીન થઇ જાય છે. શાન્ત–શિતલ બની જાય છે. જ્યારે ભકત સંન્યાસીઓના હૃદયમાં ચણચણાટ શરૂ થાય છે. તેની સાથે વિકલતા પણ શરૂ થાય છે. આ ચણચણાટ અને વિકલતા પ્રભુને પ્રાપ્ત કરવાને માટે જ હોય છે. આથી તમામ પ્રકારના ભાવ જાગ્રત થાય છે. આ સ્થિતિ સહજ બની આવે છે. મન. ઈન્દ્રિઓ, આલાપો, ચેષ્ટાઓ સર્વ પ્રભુ તરફ સતેજ થાય છે, તે ઈન્દ્રિયાદિ પ્રભુ પ્રાપ્તિને માટે આવશ્યક સર્વ વ્યાપારોમાં ગુંથાય છે.

શ્રીવલ્લભાચાર્યજી "સંન્યાસ નિર્ણય" નામના ગ્રન્થમાં જણાવે છે કે, આ દશામાં વિકલત્વ તથા ચિત્તાદિની અસ્વસ્થતા સહજ હોય છે, તેમાં કૃત્રિમતા હોતી નથી. આ સ્થિતિમાં પ્રભુ માટેનું જ્ઞાન કે ગુણ જ્ઞાન પણ ભાવમાં પ્રતિબન્ધક થાય છે.

विकलत्वं तथा स्वास्थ्यं प्रकृतिः प्राकृतं नहि ।
ज्ञानं गुणाश्च तस्यैव वर्तमानस्य बाधकाः ॥

ભક્તિમાર્ગીય સંન્યાસ તે ભાવસંન્યાસ છે. તે સંન્યાસની સિદ્ધિ ભાવથી છે અને તેનું ફલ પણ ભાવ છે.

भावो भावनया सिद्धः साधनं नान्यदिष्यते ।
भावनासाधनं यत्र फलं चापि तथा भवेत् ॥

આવો પરિત્યાગ ઘણોજ દુર્લભ છે. ફક્ત પ્રેમમાર્ગ દ્વારાજ તે સિદ્ધ કરી શકાય છે. જ્ઞાનની પરમ દશાએ પહોંચેલા પણ આ પ્રકારનો સંન્યાસ પ્રાપ્ત કરી શકતા નથી.

दुर्लभोऽयं परित्यागः प्रेम्णा सिद्ध्यति नान्यथा ॥

ગોપીજન આવા પ્રેમી ભક્તો હતાં. તેમણે ભગવાન માટે જ પ્રાણ ધારણ કર્યા હતા. (જુઓ ભા–૧૦–૨૮ (૩૧)–૧ ' त्वायः धृतासव શબ્દો છે.

ભા. ૧૦–૨૯ (૩૨)–૧ માં ભગવાન માટે ગોપીજનોની વિકલ દશા થઈ હતી તે કહે છે—

इति गोप्यः प्रगायन्त्यः प्रलपन्त्यश्च चित्रधा ।
रुरुदुः सुस्वरं राजन् कृष्णदर्शनलालसाः ॥

કૃષ્ણનાં દર્શનની લાલસાવાળાં તે ગોપીજનો ઉંચા અવાજથી ગાવા લાગ્યાં તથા જુદી જુદી રીતે પ્રલાપો કરવા લાગ્યાં અને છેવટે રુદન કરવા લાગ્યાં.

આ રીતે આ પ્રેમમાર્ગના સંન્યાસી ગોપીઓની દશા જોઈને પ્રભુ તેમની પાસે પ્રકટ થયા અને તેમને રાસનું સુખ આપ્યું. પ્રેમી સંન્યાસીઓને અશ્રુપાત વગેરે હોય છે. આથી પ્રભુ માટે જ સંસારનાં સંબન્ધીઓનો ત્યાગ કરીને પ્રભુ માટે જ પ્રાણ ધારણ કરનાર અને તેમને માટે જ વિરહનું દુઃખ અનુભવનાર ગોપીઓ પરમ સંન્યાસનીઓ હતાં તે ભાગવતમાંથી પણ સિદ્ધ થાય છે.

# પ્રમાણ વિચાર

કૃષ્ણદાસને શ્રી વલ્લભાચાર્યજીના ગ્રંથોમાં ઘણીજ આસક્તિ હતી. એક દિવસે તેના હાથમાં તત્ત્વદીપ નિબંધનું પુસ્તક આવ્યું. અને શરૂઆતનાં પાનાંમાં જ્યાં પ્રમાણ વિષેનો વિચાર કર્યો છે ત્યાં તેને ગુંચવાડો ઉભો થયો. આથી તે પોતાના ગુરુદેવ ગામમાં જ હતા તેમની પાસે ગયો. ગુરુદેવે તેની જીજ્ઞાસા જાણીને તેની સાથે આ વિષયની ચર્ચા કરી, ગુરુદેવે તેને કોઇપણ શંકાઓ હોય તો તે સંકોચ વગર પૂછવાને કહ્યું. આથી તેણે નીચે પ્રમાણે શંકાઓ પૂછી.

કૃષ્ણદાસ—ગુરુદેવ, આ તત્ત્વદીપ નિબંધ નામનો શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો ગ્રંથનો પ્રારંભ કરતી વખતે શરુઆતમાં જ મને કેટલીક ગુંચવણ ઉભી થઈ છે તે માટે હું આપની પાસે આવ્યો છું. માટે તે વિષે કંઈક આજે મને સમજાવો પ્રથમ તો હું એ સવાલ પૂછું છું કે આ તત્ત્વદીપ ગ્રંથનું પ્રયોજન શું ?

શ્રી ગુરુદેવ—કૃષ્ણદાસ, આ તત્ત્વદીપ નિબંધ સમજવામાં પ્રથમ તો તમારે તેમાં જે પરિભાષા વાપરવામાં આવી છે તે બરાબર સમજવી જોઈએ. તત્ત્વદીપ નિબંધ ગ્રંથમાં

શ્રી વલ્લભાચાર્યજી પોતાનો શુદ્ધાદ્વૈત વિષેનો મત સમજાવે છે. તેમાં બ્રહ્મનું સ્વરૂપ શું? જગત અને બ્રહ્મનો સંબંધ શો? જીવ અને બ્રહ્મનો સંબંધ શો? બ્રહ્મને પ્રાપ્ત કરવામાં જીવને માટે ક્યા સાધનો છે? જૂદાં જૂદાં સાધનોમાં સૌથી ઉત્તમ સાધન કયું? શાસ્ત્રો ઘણાં છે પણ તે તમામ શાસ્ત્રોનો મુખ્ય અર્થ કયો? આ બધી બાબતો તેમાં ચર્ચી છે. વળી ભગવાન્ માટે વેદ બ્રહ્મ તથા આત્મા શબ્દ વાપરે છે, સ્મૃતિ ગ્રંથોમાં તે માટે પરમાત્મા શબ્દ યોજાયો છે. અને શ્રીમદ્ ભાગવતમાં ભગવાન્ તથા કૃષ્ણ શબ્દ છે. તે ઉપરથી કોઈને શંકા થાય કે આ જૂદાં જૂદાં નામ ઉપરથી પરમાત્મા જુદા હશે, પણ શ્રીવલ્લભાચાર્યજી સ્પષ્ટ જણાવે છે, કે તે જૂદા જૂદા શબ્દો પરમાત્માના વાચક જ છે. તમામ શાસ્ત્રોનો ઉપર ઉપરનો ઘણાઓ અર્થ કરે છે તે રીતે નહિ કરતાં ઉંડા ઉતરીને કરવો જોઈએ, અને તે રીતે અર્થ કરવાથી તમામ શાસ્ત્રો એક જ પરમાત્માનું જ્ઞાન કરાવે છે આ બાબત સ્પષ્ટ કરવાને આ ગ્રંથ લખવામાં આવ્યો છે.

કૃષ્ણદાસ—કૃપાનાથ, એકજ પરમાત્મા જુદાં જુદાં શાસ્ત્રોમાં જુદા જુદા નામથી ઓળખાય છે એ જે આપે પ્રથમથી સમજાવ્યું તે ઘણું સારૂં કર્યું. કારણ કે નહિ તો મારી બુદ્ધિમાં એ ભ્રમ થઈ જાત. હું તો સામાન્ય રીતે એમ માનતો હતો કે જે બ્રહ્મ છે તે નિર્ગુણ બ્રહ્મ ગણવું અને ઈશ્વર તથા ભગવાન વગેરેને સગુણ બ્રહ્મ ગણવાં. સગુણ બ્રહ્મ એ માયિક હોવાથી તે પરમતત્ત્વ હોઈ શકે નહિ. પણ આપે એ સર્વ એક જ છે એમ જે સૂચન કર્યું તેથી મારો ઘણો ખરો ભ્રમ ટળી ગયો છે.

શ્રીગુરુદેવ—તમે બ્રહ્મ અને ઇશ્વર જુદા છે એવી માન્યતા અત્યાર સુધી ધરાવતા હતા એવું કથન કર્યું. પણ અત્યારે એ વિષય ઉપર અમે કંઈ પણ કહીશું નહિ. કારણ કે આગળ ઉપર આ વિષય સ્પષ્ટતાથી પ્રતિપાદન કરવામાં આવશે. તમે જે મતનો ઉલ્લેખ કર્યો તે માયાવાદીઓનો છે. એ મતનું ખાસ ખણ્ડન કરીને સર્વત્ર બ્રહ્મ જ છે એવા બ્રહ્મવાદનું પ્રતિપાદન કરવામાં આવશે. પણ હાલમાં તમને એટલું જણાવવાનું કે શુદ્ધાદ્વૈત સંપ્રદાયમાં કયાં કયાં શાસ્ત્રો પ્રમાણભૂત ગણાય છે, તે તમને ખબર છે?

કૃષ્ણદાસ—ના કૃપાનાથ. કૃપા કરીને તે સમજાવો.

શ્રીગુરુદેવ—સાંભળો ત્યારે પ્રથમ તે જાણવું ખાસ જરૂરનું છે. શુદ્ધાદ્વૈત સંપ્રદાયમાં ચાર પ્રમાણ મુખ્ય ગણાય છે.

(१) वेदाः (२) श्रीकृष्णवाक्यानि
(३) व्याससूत्राणि चै वहि ।
(४) समाधि भाषा व्यासस्य
प्रमाणं तच्चतुष्टयः ॥ १ ॥

**ચાર વેદો, શ્રી ભગવદ્‌ગીતામાંનાં શ્રીકૃષ્ણનાં વાકયો, વ્યાસસૂત્રો (બ્રહ્મસૂત્રો) અને શ્રીમદ્‌ભાગવતમાં વ્યાસની સમાધિભાષા.** અન્ય માર્ગવાળા ભાગવતનું પ્રામાણ્ય ગણતા નથી. તેઓ ત્રણ પ્રસ્થાનનેજ પ્રમાણ ગણે છે. અહિંઆં તો ભાગવતનું પણ પ્રામાણ્ય સ્વીકારવામાં આવે છે. (શ્લો. ૭.)

કૃષ્ણદાસ—કૃપાનાથ, નૈયાયિકો, વૈશેષિકો તથા અન્ય દર્શનવાળાઓ તો પ્રત્યક્ષ, ઉપમાન, અર્થાપત્તિ, અનુમાન, શબ્દ અને અનુપલબ્ધિ વગેરે પ્રમાણોને સ્વીકારે છે, પણ આપે તો એ સર્વમાંથી ફક્ત શબ્દનું જ પ્રામાણ્ય સ્વીકાર્યું છે, તેનું કારણ શું?

શ્રીગુરુદેવ—આ તમારી શકા વ્યાજબી છે પ્રત્યક્ષાદિનું પ્રામાણ્ય નહિ સ્વીકારતા શબ્દનુ પ્રામાણ્ય સ્વીકારવાનુ કારણ માત્ર એ છે કે પ્રત્યક્ષાદિમાં ભ્રાન્તિનો સભવ છે તેથી સર્વથા તે વિશ્વાસપાત્ર હોતા નથી, અર્થાપત્તિ તથા અનુપલબ્ધિ તેમજ ઉપમાનનો અનુમાનમા સમાવેશ કરવામાં આવે છે, પણ અનુમાન જો ખરી રીતે વિચાર કરીએ તો તે પ્રત્યક્ષથી જીવે છે પ્રત્યક્ષ જ્ઞાન ઇન્દ્રિય જન્ય છે, તેથી તે સર્વથા સત્ય નથી માટે ફક્ત શબ્દનુજ યથાર્થ રીતે પ્રામાણ્ય ગણવું જોઈએ

કૃષ્ણદાસ—તો શબ્દપ્રમાણમા પ્રત્યક્ષાદિ પ્રમાણનો દોષ નહિ આવે ?

શ્રીગુરુદેવ—ના, શબ્દનો અર્થ આપ્ત વાક્ય છે આપ્ત એને યથાસ્થિત અર્થ વાદી, સત્યવક્તા તે લૌકિક અને અલૌકિક એ ભેદથી દ્વિવિધ છે આપણા જેવા આપ્તપુરુષો લૌકિક છે ઋષિઓથી તે ઈશ્વર સુધીના સર્વ અલૌકિક છે આવા જે આપ્તનુ વાક્ય તે શબ્દ કહેવાય છે વાક્ય એટલે આકાક્ષા, યોગ્યતા અને સન્નિધિવાળા પદોનો સમૂહ પદો વાક્યમા એવી રીતે ગોઠવેલા હોવા જોઈ એ કે જેથી તેમના પરસ્પર સબધમા બાધનો અભાવ હોય ગમે તે રીતે પદોને એકઠા કરવામા આવ્યા હોયતો તે વાક્ય કહેવાય નહિ, જેમકે "અગ્નિથી છાટેછે" આ આખો પદોનો સમુહ છે પણ આ વાક્ય કહી શકાશે નહિ કારણ કે અગ્નિ અને સિચનમા યોગ્યતાનો સબધ નથી અગ્નિથી કદી પણ સિચન થઈ શકતુ નથી આથી સ્પષ્ટ જણાયે કે વાક્યના પદોમા પરસ્પર યોગ્યતા હોવી જોઇએ વળી આટલુ બસ નથી પણ તેના આકાક્ષા પણ હોવી જોઈએ કોઈ માણસ ફક્ત એમ કહે કે "ગાય, ઘોડો, પુરૂષ અને હાથી" તો આમા

પદોનો સમુહ છે પણ તે વાક્ય ગણી શકાશે નહિ, કારણ કે જો આમાં જૂદા જૂદા પદો છે ત્યાં ક્રિયાપદ નહિ હોવાથી એવી આકાંક્ષા રહે છે કે તે "ગાય, ઘોડા વગેરે શું કરે છે?" તે આકાંક્ષા તૃપ્ત કરવાને માટે કોઈ ક્રિયાપદ એ વાક્યમાં હોવું જોઈએ તોજ તે જાણી શકાશે. આ રીતે વાક્યના પદમાં આકાંક્ષાની પણ જરૂર છે. આ ઉપરાંત તે પદમાં સન્નિધિ પણ હોવી જોઇએ. હમણાં કોઈ માણસ "દેવદત્ત" કહે અને પછી થોડોક વખત અટકી જઈને પછી "આવે છે" એમ કહે તો તેથી એ બે પદોનો એવી રીતે કરેલો સમૂહ તે વાક્ય ગણાશે નહિ. જોકે અહિંઆં પદોમાં પરસ્પર યોગ્યતા તથા આકાંક્ષા છે છતાં પણ તેમાં સન્નિધિનો અભાવ છે. આવી રીતનાં વાક્ય વાક્ય કહેવાય નહિ. જેને આપણે શબ્દ પ્રમાણ કહીએ છીએ તે યથાર્થવાદિ આપ્ત પુરૂષનું આકાંક્ષા, યોગ્યતા અને સન્નિધિવાળાં પદોના સમૂહરૂપ વાક્ય એ છે. વેદાદિ તે આવા પ્રકારનાં શબ્દ પ્રમાણો છે.

કૃષ્ણદાસ—આપે વેદાદિનું શબ્દ પ્રમાણ તરિકે પ્રામાણ્ય અંગીકાર કર્યું પણ સર્વ પ્રમાણ પ્રત્યક્ષોપજીવક હોવાથી તે પ્રત્યક્ષાદિ પ્રમાણના જેવું થઇ જશે. આથી પ્રત્યક્ષાદિ પ્રમાણમાં અને શબ્દ પ્રમાણમાં કંઈ ભેદ નથી.

શ્રીગુરુદેવ—વેદોનો સ્વીકાર શબ્દ પ્રમાણ તરિકે કરવામાં આવ્યો છે તે કંઇ લૌકિક શબ્દની માફક નહિ. તેમ હોય તો કદાચ ભ્રાન્તત્વનો સંભવ તેમાં આવે. પણ હમણાં જ તમને કહેવામાં આવ્યું કે શબ્દ પ્રમાણ પણ લૌકિક અને અલૌકિક એ બન્ને ભેદથી બે પ્રકારનું છે. વેદો અલૌકિક શબ્દના જ્ઞાપક છે એમ જૈમિનીની પૂર્વ મીમાંસાના "ઔત્પત્તિક",

માં કહ્યું છે. અન્ય પ્રમાણો લોકમાં સિદ્ધ વસ્તુને જ દેખાડે છે. પણ વેદાદિ તો લોકાતીત વસ્તુને બતાવે છે. અન્ય પ્રમાણો બ્રહ્મને દર્શાવી શકે નહિ, કારણ કે બ્રહ્મ લોકાતીત છે. આ વેદાદિ અન્ય પ્રમાણોની માફક પ્રત્યક્ષનાં ઉપજીવક નથી માટે તમે જે ભય દેખાડો છો તે ભયનો અહિં સંભવ નથી.

કૃષ્ણદાસ—તમે વેદને પ્રમાણભૂત ગણો છો, પણ મને તો એમાં શંકા જેવું ઘણું લાગે છે, કારણ કે વેદમાં કેટલી વખત ન માની શકાય એવી બાબતોનું પણ વર્ણન કરવામાં આવ્યું છે. જેમકે "પથરાઓ તરે છે, ગાયો યજ્ઞની પાસે સ્થિતિ કરે છે" આ વચનમાં આપને અયુક્તતા નથી જણાતી ?

શ્રીગુરુદેવ—કૃષ્ણદાસ ! તમને વેદનાં વચનોમાં વિપરીતતા તથા અયુક્તતા જણાય છે, એ વ્યાજબી નથી. કારણ કે વેદમાં કદીપણ અનુચિત બાબતનું વર્ણન નથી. તેમાં જે હકિકતો છે તે સર્વ સત્ય અને વિશ્વાસપાત્ર છે. આપણને અયોગ્ય લાગવાનું કારણ આપણી બુદ્ધિનો દોષ છે. વેદો તો સ્વતઃ સિદ્ધ પ્રમાણ છે. સ્વતઃ પ્રમાણભૂત વેદથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. વળી તે ભગવાનના વાક્યરૂપ હોવાથી સ્વતઃ પ્રમાણ વાદી પુરુષો તેને જ નિરપેક્ષરીતે પ્રમાણ તરીકે સ્વીકારે છે. તમને જે શંકા થઇ છે તેમાં કાંઈપણ અયુક્તતા નથી. કારણ કે રામાયણમાં તમે વાંચ્યુ છે કે શ્રી રામચંદ્રજીની આજ્ઞાથી પત્થરોને પણ સમુદ્રમાં સેતુબંધ વખતે તરાવવામાં આવ્યા હતા તેવીજ રીતે સત્પુરૂષના રક્ષક યજ્ઞરૂપ પ્રતિ ગાયોની સ્થિતિ સંભવી શકે છે.

**કૃષ્ણદાસ**—પણ સર્વ વેદોને આપણે પ્રમાણ તરિકે સ્વિકારવાના છે? ઋગવેદ, સામવેદ, યજુર્વેદ, અને અથર્વવેદ એ ચાર સંહિતાઓ, ઐતરીય, શતપથ, ગોપથાદિ બ્રાહ્મણો આરણ્યકો -ઉપનિષદો અને નિરુક્તાદિ અંગો એ સર્વનું વેદ તરીકે પ્રમાણ ગણવાથી તેમાં ક્વચિત્ વિરોધનો પણ સંભવ આવી જાય છે.

**શ્રીગુરુદેવ**—અખિલ વેદ પ્રમાણભૂત ગણવો જોઇએ. અર્થપદવાળા અને મંત્રપ્રધાન એમ ઉભય વિધ વેદોમાં કોઈપણ જાતની અપ્રમાણતા નથી કારણ કે એ સર્વનું સ્વાર્થમાંજ પ્રામાણ્ય છે.

**કૃષ્ણદાસ**—કૃપાનાથ, એમ હોયતો "પ્રવાહણના પુત્ર વવરને કામના થઇ" એ વાક્યમાં સ્વાર્થનું પ્રામાણ્ય કહેવું જોઈએ, અને તે ભાગ વવરના પછી થયો હોવો જોઈએ. એમ જો તમે માનશો તો વેદ નિત્ય છે એમ શી રીતે કહેવાય?

**શ્રીગરૂદેવ**—તમે કહેલા વાક્યમાં ભાવી અર્થનો હમણાં ઉપદેશ કરવાને ભૂતમાં (કામના થઇ) કહેલ છે. એટલે વેદની નિત્યતા માટે શંકા લેવી નહિ, ખરી રીતે તો વેદ ભગવાનની લીલા દર્શાવનાર છે. એ લીલા નિત્ય છે. નામરૂપાત્મક ભૂત, ભવિષ્યિ અને વર્તમાન સર્વ પુરૂષ રૂપ છે એમ શ્રુતિમાં કહ્યું છે તો તેથી વ્યવહારમાં પણ નિત્ય છે માટે સમર સ્વામીએ ઉપર તમે કહેલા જૈમિનિના તર્કપાદના અંતભાગમાં પ્રવહિત અને વવર શબ્દ નિત્ય અર્થના બોધક છે એમ ભાષ્યમાં કહ્યું છે. *પ્રવાહણિ એટલે પ્રકર્ષે કરીને, ઘણી રીતે કર્મના ફલનું* જે વહન કરે છે તે. આ ભૂતાર્થવાદવાક્યોને જૈમિનિએ

સ્વાર્થપરત્વે પ્રમાણ ભૂત ગણ્યાં છે. માટે વેદ સર્વ રીતે પ્રમાણભૂત છે, તેમાં કોઈપણ જાતની અનુચિતતા નથી. તે નિત્ય છે અને ભગવાનની નિત્ય લીલા દર્શાવનાર હોવાથી તે પ્રમાણભૂત ગણાય છે એમાં જે કંઇ વિરોધ અગર વિપરીતતા દેખાય છે' તે આપણી બુદ્ધિના દોષથી છે એમ કહેવું જોઇએ. આ વેદ અલૌકિક શબ્દના જ્ઞાપક છે. તે પ્રત્યક્ષાદિ પ્રમાણો માફક ભ્રાન્તિજનક નથી. તેનું કારણ કે તેના પ્રણેતા લૌકિકો નથી, પણ તે ભગવાનના નિઃશ્વાસરૂપ છે.

**શ્રીગુરુદેવ**—કૃષ્ણદાસ, અત્યાર સુધી તમે પ્રત્યક્ષ પ્રમાણો તથા અનુમાન પ્રમાણો શબ્દપ્રમાણ જેટલા પ્રબળ તથા વિશ્વનીય નથી એમ સમજ્યાજ હશો !

**કૃષ્ણદાસ**—હાજી. તે વિષેના મારા સંશયો નિર્મૂળ થયા છે. તેમ વેદનું પ્રામાણ્ય શા માટે સ્વીકારવામાં આવે છે તે તો સમજણ પાડી, કારણ કે વેદ અનાદિ છે. અપૌરુષેય છે, અને ભગવન્નિઃશ્વાસાત્મક છે. પણ ભગવદ્ગીતાનું પ્રામાણ્ય શાથી ગણવામાં આવે છે તે કૃપા કરીને સમજાવશો. ભગવદ્ગીતાને તો આપ સ્મૃતિ કહો છો ખરૂં કની ? જો એમજ હોયતો શ્રુતિ જેટલું તેનું પ્રામાણ્ય શી રીતે હોઈ શકે ?

**શ્રીગુરુદેવ**—કૃષ્ણદાસ સાંભળો ગીતા એ કૃષ્ણનાં વાક્યો છે. કૃષ્ણ એજ સર્વ શ્રુતિપ્રતિપાદ્ય બ્રહ્મ છે. તેમનાં વચનોનો સંગ્રહ ગીતામાં છે, માટે તે પણ પ્રમાણ તરિકે સ્વીકારાર્ય છે. તે કૃષ્ણવાક્યોના સમુચ્ચય રૂપ હોવાથી ગીતામાં પણ વેદત્વ તો છેજ. પણ એ વચનો અર્જુનના અધિકારને અનુસાર કહેવાયાં છે- **अपरं भवतो जन्म परं जन्म विस्वतः शिष्य**

स्तेह शाधि मां त्वां प्रपन्नम् એ ગીતાવચનો ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે અર્જુન કૃષ્ણ એજ બ્રહ્મ છે. ભગવાન છે એવો વિશ્વાસ ધરાવતો નહોતો, માટે તેનામાં તે વિશ્વાસ લાવે. તે માટે ભગવાનને વેદાર્થનું સ્મરણ કરીને તેને ઉપદેશાત્મક વચનો કહ્યાં છે, અને તે વચનોનો સમુચ્ચય ગીતા છે. માટેજ ગીતાનું પણ પ્રામાણ્ય છે.

કૃષ્ણદાસ—એ તો ઠીક, પણ જૈમિનિસૂત્રો તથા વ્યાસસૂત્રો તે તો ભગવાનનાં નથી કની, તો પછી શા માટે તેમને આપણે પ્રમાણ તરીકે સ્વીકારવાં જોઈએ ?

શ્રીગુરુદેવ—જૈમિનિસૂત્રો પણ બ્રહ્મની લીલાનુંજ વર્ણન કરે છે. પૂર્વમીમાંસા વેદના પૂર્વકાળના અર્થરૂપ છે. यज्ञो वै वैष्णवः તેમાં પૂર્વકાણ્ડના અર્થનું સ્વારસ્ય છે. આ અર્થમાં ક્રિયાશક્તિ વિશિષ્ટ રસેશ બ્રહ્મની લીલાનું વર્ણન છે. તે અર્થને સમજાવવાનો જૈમિનિસૂત્રોનો પ્રયત્ન છે. વ્યાસસૂત્રમાં જ્ઞાનશક્તિ વિશિષ્ટ રસેશ બ્રહ્મની લીલા જે ઉત્તરકાણ્ડના અર્થરૂપ છે તેનું જ્ઞાન કરાવવામાં આવ્યું છે. આથી આ બે શાસ્ત્રો વેદના પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડ અર્થ ઉપર સારો પ્રકાશ નાખે છે. તે ઉભયના જ્ઞાન વગર દ્વિકાણ્ડાત્મક વેદના અર્થ તથા અશાયો સમ્યક્ રીતે હૃદયારૂઢ થતા નથી. માટે તે ઉભય સ્વીકારવામાં આવે છે. આમાં જૈમિનિસૂત્રોનું પ્રામાણ્ય જેટલે અંશે તે વ્યાસસૂત્રોની સાથે અવિરોધ છે તેટલે અંશે સ્વીકારવામાં આવે છે. આ ઉભયસૂત્રો પ્રમાણ કોટિમાં એકરૂપ મનાય છે. પણ વ્યાસસૂત્રો તે પ્રધાન પ્રમાણ છે જ્યારે જૈમિનિસૂત્રો એ ગૌણ પ્રમાણ છે. આ રીતે

તમને ત્રણ પ્રમાણોની વાત કહી હવે ચતુર્થ પ્રમાણ શ્રીમદ્ ભાગવત સંબંધી કહેવામાં આવશે.

કૃષ્ણદાસ—કૃપાનાથ; ભાગવતના પ્રામાણ્ય માટે મારા મનમાં શંકા ઉઠે છે, કારણ કે વેદાન્તીઓ તો માત્ર વેદ, વ્યાસસૂત્રો અને ગીતા એ ત્રણનેજ પ્રસ્થાન તરિકે ગણે છે તો શા માટે શ્રીવલ્લભાચાર્યજી આ ચતુર્થ પ્રમાણને ઉમેરે છે?

શ્રીગુરૂદેવ—કૃષ્ણદાસ, આ શંકાનો ઉત્તર સાવધાનતાથી સાંભળો. શ્રીવલ્લભાચાર્યજી ફક્ત શ્રીમદ્ભાગવતને પણ ચતુર્થ પ્રમાણ તરીકે સ્વીકારે છે એટલુંજ માત્ર નહિ પણ એઓશ્રી તો એટલે સુધી જણાવે છે કે, સર્વ પ્રમાણોમાં (પ્રમાણ મૂર્ધન્યત્વ) જો કોઈ પ્રસ્થાનને મુખ્ય સ્થાન આપવામાં આવે તો તે શ્રીમદ્ભાગવતને છે. કારણ કે ગાયત્રી બીજનું કલ્પવૃક્ષ નિગમ (વેદ)છે, અને અમૃતદ્રવરસયુક્ત તેનું ફળ તે શ્રીમદ્ભાગવત છે. આ વિષય અન્યત્ર ચર્ચવામાં આવશે. પણ હાલમાં તો ભાગવત પણ એક પ્રમાણ તરીકે ગણવામાં આવ્યું છે એટલું જ તમારે લક્ષ્યમાં રાખવાનું છે. ભાગવતમાં વેદાદિથી પ્રતિપાદ્ય રસાત્મક પ્રભુ-પરબ્રહ્મની લીલાનું સવિસ્તર વર્ણન છે. ક્રિયાશક્તિ તથા જ્ઞાનશક્તિ-ઉભયવિશિષ્ટ આનંદઘન રસપુંજ બ્રહ્મની આનંદમય લીલાઓનું સવિસ્તર કથન ભાગવતમાં છે. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે "સર્વ વેદ પુરાણોમાં પ્રતિષ્ઠિત છે. એમાં કોઈ પણ પ્રકારનો સંશય નથી" તેમ બ્રહ્મપુરાણમાં પણ કહ્યું છે ઇતિહાસ અને પુરાણથી વેદના અર્થને સારી રીતે સમજવો. આ કથનથી પુરાણોની પ્રમાણતા સિદ્ધ થઈ છે. આ સર્વ પુરા-

ક્ષોમાં ભાગવતનો વિષય સર્વથી અધિક છે એવું ધર્મ પ્રોજ્ઝિતકૈતવ, એ શ્લોકમાં સ્પષ્ટ કર્યું છે. કૃષ્ણદાસ આ સ્થળે એક વાત તમને જણાવવાની જરૂર છે, તે એ કે ભાગવતમાં એક પ્રકારની ભાષા નથી. તેમાં ત્રણ પ્રકારની ભાષા છે. લોકભાષા, મતાન્તરભાષા અને સમાધિભાષા, જો કે લોકભાષા તથા મતાન્તર ભાષા સમાધિભાષાને પોષે છે છતાં અર્થનો નિશ્ચય કરનાર તો સમાધિભાષા જ છે. જ્યાં જ્યાં ભગવાનની પૂર્ણતા, માયાનું ભગવદ્અધીનત્વ, તથા માયાકૃત જીવના સર્વ અનર્થોનું નિવારક ભક્તિ છે એમ પ્રતિપાદન કરવામાં આવ્યું હોય ત્યાં સમાધિભાષા છે એમ નિશ્ચયપૂર્વક સમજવું. અર્થાત્ જ્યાં ભક્તિનુ સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હોય ત્યાં સમાધિભાષા છે.

"જ્યારે પ્રભાતકાળ થયો ત્યારે" આ શ્લોકથી લોકભાષા સમજાય છે. શ્રુતદ્વૈપાયનમુખાત્ દ્વૈપાયનના મુખથી શ્રવણ કરેલું. આ વાક્ય પરમત જણાવે છે માટે તે મતાન્તર ભાષા છે. જો લોકભાષા તથા મતાન્તરભાષા સમાધિભાષાને અનુસરતી હોય તો તે પ્રમાણ રૂપ ગણાય છે. જો તેમાં વિરોધ હોય તો નહિ. જ્યારે વેદ, ગીતા, બ્રહ્મસૂત્રો અને ભાગવતની સમાધિભાષા એ ચારેમાં એકવાક્યતા જણાય તોજ બ્રહ્મપરત્વે તેનું યથાર્થ પ્રામાણ્ય છે.

કૃષ્ણદાસ—કૃપાનાથ ! આપે જણાવ્યું કે શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પોતાના પુષ્ટિમાર્ગમાં ચાર પ્રમાણોને સ્વીકાર્યા છે. તો ત્યાં મને શંકા એ થાય છે કે, એવી રીતે એક જ શાસ્ત્રને સ્વીકારવાને બદલે શા માટે ચાર શાસ્ત્રો સ્વીકાર્યાં

હશે ? એક જ પ્રમાણથી કાર્યસિદ્ધિ થાય તો પછી આ ચાર પ્રમાણની આવશ્યકતા ક્યાં રહી ?

ગુરુદેવ—કૃષ્ણદાસ, તમારી શંકાના સમાધાનમાં એટલું જ જણાવવું બસ થઈ પડશે કે ઉપર જે ચાર પ્રમાણ દર્શાવ્યાં તેમાં જો એક બીજાની સાથે કદાચ વિરોધ આવે તો તેનું નિવારણ કરવાને માટે આ ચાર પ્રમાણો સ્વીકાર્યાં છે. એટલે પહેલાંના પ્રમાણ કરતાં પછીનું પ્રમાણ વધારે બલવાન્ તથા વિશ્વસનીય છે. વેદમાં જો કોઈ શંકા થાય તો ગીતાવચનથી તેનો વિરોધ દૂર કરવો; અને તેમાં જો શંકાનું સ્થાન જણાય તો શ્રીમદ્ભાગવતનાં વાક્યોથી તેનો ખુલાસો કરી લેવો. આમ આ ચારે પ્રમાણો એક બીજાને સમજવામાં ઉપયોગી છે. માટે જ શ્રીમદાચાર્યચરણે પોતાની પુષ્ટિમાર્ગરૂપી ઈમારતને આ ચાર સ્તંભ ઉપર ટકાવી રાખી છે. કોઈ આ ચાર માણને સ્વીકારે નહિ તે શુદ્ધાદ્વૈતનું તત્ત્વ કદી પણ સમજી શકે જ નહિ. આ ચારથી વ્યતિરિક્ત અન્ય પ્રમાણ કપોલ કલ્પિત છે અને અગ્રાહ્ય છે. આ ચાર જ અલૌકિક પ્રમાણો છે. જ્યારે અન્ય પ્રમાણો લૌકિક વિદ્વાનોએ યોજેલાં હોય છે. તેમાં કેવલ તર્કના સ્વચ્છંદ વિલાસ હોય છે.

કૃષ્ણદાસ—આપે જણાવ્યું કે આ ચાર પ્રમાણો એક બીજાના વિરોધનો પરિહાર કરવાને સ્વીકાર્યાં છે તો તે કેવી રીતે તે જણાવવાની કૃપા કરશો ?

ગુરુદેવ—સાંભળો. દાખલા તરીકે વેદના વિભાગ તરીકે ગણાતા શ્વેતાશ્વતર ઉપનિષદ્માં એક વાક્ય આ પ્રમાણે આવે છે. **अपाणिपादो जवनो ग्रहीता.** તેનો અર્થ એવો

થાય છે કે, બ્રહ્મને પગ નથી તેમ હાથ પણ નથી, છતાં તે દોડે છે અને ગ્રહણ કરે છે. આ વાક્ય સામાન્ય રીતે સમજી શકાય એમ નથી, એટલું જ નહિ પણ ઉલટું તે આપણને શંકાશીલ બનાવે છે કે, જેને પગ ન હોય તે શી રીતે દોડી શકે ? તથા જેને હાથ ન હોય તો તે શી રીતે ગ્રહણ કરી શકે ? આ શંકાના ખુલાસા માટે જો આપણે ભગવદ્ગીતાનાં વચનો જોઇશું તો આપણે શ્રુતિવચન સહજ સમજી શકીશું. ગીતાના ૧૩ મા અધ્યાયના ૧૩ મા શ્લોકમાં એવું વચન છે કે, सर्वतः पाणिपादान्तं सर्वतोऽक्षिशिरोमुखम्–તે બ્રહ્મના પગ તથા હાથ તેમજ આંખ તથા મુખ સર્વ દિશામાં છે. આ વચનથી સિદ્ધ થાય છે કે, બ્રહ્મ પ્રાકૃત મનુષ્યની માફક કેવલ બે હાથવાળું અગર બે પગવાળું જ નથી, પણ તે તો અલૌકિક દેહવાળું હોવાથી તેને હજારો હાથ પગ છે અને તે સર્વ દિશામાં છે. આ બ્રહ્માણ્ડમાં જ્યાં જ્યાં આપણી નજર આપણે ફેરવીએ ત્યાં ત્યાં હજારો અવયવોથી યુક્ત બ્રહ્મનો અલૌકિક દેહ આપણે નિહાળી શકીએ છીએ. બ્રહ્મમાં પ્રાકૃત દેહ ન હોવાથી, પ્રાકૃતોના અવયવોનો નિષેધ કરવાને માટેજ શ્રુતિએ તેને "પગ તથા હાથ વગરનો" જણાવ્યો છે, તથા તેને અલૌકિક અવયવો હોવાથી જ તે સર્વ દિશામાં દોડે છે તથા ગ્રહણ કરે છે એમ કહ્યું છે. આજ રીતે બ્રહ્મ-સૂત્રના પ્રમાણની ઉપયોગિતા કેવી રીતે છે તે આપણે સહેજ જાણીએ કૃષ્ણદાસ. તમે દરરોજ ગીતાજી વાંચો છો, તો તે ઉપરથી તમે અમને કહી શકશો કે ગીતાજીમાં જીવને કેવા પ્રકારનો વર્ણવ્યો છે ?

કૃષ્ણદાસ—હાજી, ગીતાજીમાંથી હું એવું સમજ્યો છું કે, તેમાં જીવને વ્યાપક કહ્યો છે છતાં તે બ્રહ્મનો અંશ છે એમ કહ્યું છે.

ગુરુદેવ—બસ, કૃષ્ણદાસ, આ વાક્ય તમે સમજી શકો છો ? એક વસ્તુને મોટી તેમ ન્હાની સાથેલાગી કહેવાથી તમને કોઈ વિરોધ જણાતો નથી ?

કૃષ્ણદાસ—હાજી, મને તો વિરોધ જણાય છે. એક વસ્તુને એક વખત મોટી કહીએ અને તુર્તજ તેને ન્હાની કહીએ તો તે શી રીતે ગળે ઉતરે. માટે જ ગીતાજીમાં જે જીવનું સ્વરૂપ વર્ણવ્યું છે તેમાં મને મોટો સંદેહ ઉત્પન્ન થાય છે. એક વખત જીવને વ્યાપક કહેવો અને તુર્તજ તેને અંશરૂપ કહેવો એ તો તેજ અને તમઃ ની માફક વિરોધ સૂચવે છે.

ગુરુદેવ—કૃષ્ણદાસ સાંભળો. આ બાબતમાં તમને વિરોધ જણાય અને શંકા થાય એ સ્વાભાવિક છે. પણ જો બ્રહ્મસૂત્રમાં આ વિષયનું પ્રકરણ અવલોકશો તો તમારી શંકાને સ્થાન રહેશેજ નહિ. ત્યાં उत्क्रांतिगत्यागतीनामपि એવું સૂત્ર વ્યાસજીએ યોજ્યું છે, તેમાં સ્પષ્ટ કર્યું છે કે, શરીરનો ત્યાગ કરીને ગમન અને શરીરાન્તરમાં પ્રવેશ કરનાર જીવ વ્યાપક હોય જ નહિ; માટે તે અંશરૂપ છે, એમાં કોઈ પણ સંશય રહેતો નથી. એજ રીતે બ્રહ્મસૂત્રમાં जन्माद्यस्ययतः એ સૂત્રમાં માયા એ જગતની ઉત્પત્તિનું કારણ છે કે શુદ્ધ બ્રહ્મ ? તેમજ તે કારણ નિમિત્ત કારણ છે, કે ઉપાદાન કારણ છે ? એ શંકા દૂર કરવી હોય તો ભાગવતના સ્કંધ

૨ જાનો ૩૫ મો શ્લોક જોવો, ત્યાં अन्वयव्यतिरेकाभ्याम् यत्स्यात् सर्वत्र सर्वदा એમ કહ્યું છે. એટલે જે બ્રહ્મ સર્વ કાળમાં સર્વ કાર્યમાં ઉપાદાન અને નિમિત્ત વડે વિદ્યમાન છે, તેજ આત્મતત્ત્વ જીજ્ઞાસુ પુરુષે જાણવા યોગ્ય છે. આ વાક્ય સિદ્ધ કરે છે કે, શુદ્ધ બ્રહ્મ જ જગતનું અભિન્ન નિમિત્ત તેમજ ઉપાદાન કારણ છે. આ રીતે તમારી ખાત્રી થશે કે; આ દરેક પ્રમાણોની ઉપયોગિતા છે. પૂર્વ શાસ્ત્રમાં જો કોઈ સંદેહ હોય તો પછીનું પ્રમાણ તે સંદેહને દૂર કરે છે, માટે એ ચારેને પણ શ્રીવલ્લભાચાર્યજીએ સ્વીકાર્યા છે. જેઓ આ ચાર-વેદ, ગીતા બ્રહ્મસૂત્ર અને ભાગવતનું સૂક્ષ્મ દૃષ્ટિથી અધ્યયન કરે છે તેમને બ્રહ્મનું સ્વરૂપ સમજવામાં કોઇ પણ જાતની શંકા રહેતી નથી. માટે અન્ય શાસ્ત્રો જાણ્યા પૂર્વે આ ચાર ખાસ જોવાં જોઈએ.

કૃષ્ણદાસ—કૃપાનાથ, મનુસ્મૃતિ વગેરે પ્રમાણરૂપ ન ગણાય ?

ગુરુદેવ—શા માટે નહિ ? માત્ર આ ચાર શાસ્ત્રોને તે અનુસરતા હોય તોજ તે પ્રમાણરૂપ ગણાય. મનુસ્મૃતિ વગે-રેનાં વચનો આચારને અનુકુળ હોય તો અવશ્ય તેમને પ્રમાણ રૂપ લેખવાંજ જોઈએ. પણ જો તેમાં ન હોય એવી બાબત એ જણાવે તો તે ગ્રાહ્ય નથી. ઉપરના ગ્રંથો ધાર્મિક દૃષ્ટિએ સ્વીકાર્ય છે. જ્યારે મનુસ્મૃતિ ઈત્યાદિ સામાજિક દૃષ્ટિથી યોજાયેલા છે, માટે ધર્મને જેટલું અનુકુળ હોય તે ગ્રહણ કરવું જોઇએ. માટે આ સિવાયના પ્રત્યક્ષ, ઉપમાન, અર્થાપત્તિ અનુપલબ્ધિ, અનુમાન વગેરે પ્રમાણો જે તાંકડો આપે છે તે પણ અસ્વીકાર્ય છે.

# વિશ્વપ્રેમ.

ભગવાન્ સૂર્યનારાયણ દિવસનો શ્રમ દૂર કરવાને પશ્ચિમ દિશાના સમુદ્રમાં સ્નાન કરવાની તૈયારી કરતા હતા. સાયકાળનો પડદો વિશ્વરૂપી રંગભૂમિ ઉપર પડતાં પ્રખર પવનોની ગતિ પણ સાનુકૂળ અને મન્દ થવા લાગી. આકા' ' સુરખી છવાઈ ગઈ સાબ્રમતી નદીનો જલપ્રવાહ મન્દગતિથી વક્રાકારે અવ્યક્તકૂજન કરતો વહેતો હતો. આ સમયે મધુસૂદન નામનો ગૌરવર્ણનો તથા બાંધીદડીનો એક યુવક, નદીના ઉપકણ્ઠ પાસે આવેલા ઉદ્યાનમાં નદી તરફ મુખ રાખીને પાટલીને અઢીંગીને બેઠો હતો તેનાં નયનોમા ઉન્મુક્તા વિલસતી હતી આજે એણે એના મિત્રોને ઉદ્યાનમાં મળવાને વચન આપેલું હતું તેથી તે તેમની વાટ જોતો હતો એટલામાં ભદ્રમાં સાત વાગ્યા. આથી જાણે તે એકાએક નિદ્રામાંથી જાગ્રત થઈને ગણગણતો ન હોય તેમ વિસ્મયના ઉદ્ગાર કાઢતાં બોલ્યો "હજી રામલાલ કેમ આવ્યો નહિ. તેણે મને અહિંઆ છ વાગે મળવાનું કહ્યુ હતું. એના શબ્દોમા શી રીતે વિશ્વાસ મૂકી શકાય? મારે પણ ઘેર જવાનું મોડું થશે હવે મારે અહિંઆં એની રાહ જોઈને વધુ રોકાવું કે ઘેર પાછા જવું તેની મને કંઈ પણ સમઝણ પડતી નથી"

એમ વિચારમા એ પડી ગયો આ વખતે એની મુખમુદ્રા ઉપર કંઈ ઉદાસીનતાની છાયા પ્રસરી ગઈ પણ એટલામા દૂર નજર નાખતા કાળો કોટ અને કાળી ટોપીમા સજ્જ થયેલી, હાથમા નાજૂક લાકડી લઈને, પોતાની સાથે બીજા મિત્રોને લઈને આવતી એક પાતળી છાયા દેખાઇ, તેને જોતાજ તેના હ્રદયમા હર્ષ ઉભરાઈ ગયો, નયન સ્થિર થયા શરીરમા જાણે નવીન ચૈતન્ય આવ્યું કે તેની હવે ખાત્રી થઇ કે તેનો મિત્ર રામલાલ એની બાજુમા આવતો હતો આથી તે બોલ્યો "આખરે રામલાલ આવ્યો તો ખરો પણ એની સાથે બીજા કોણ હશે તે કોઈ ઓળખતા નથી" એટલામા એ ટોળી તેની ઘણીજ નજીક આવી પહોચી મધુસુદન ઉભો થયો અને તે બધાને પાટલી ઉપર બેસાડયા અને પોતે પણ પોતાની બેઠક લીધી–પછી તેણે રામલાલની સાથે આવેલા રમણિક, ગોવિન્દલાલ તથા ચદ્રવદન નામના તેની જ્ઞાતિના યુવકોને તેણે ઓળખ્યા થોડીકવાર પછી મધુસૂદને પૂછ્યું "કેમ રામલાલ આજે મોડુ થયું મે તો તારી ઘણી વાટ જોઈ?"

રામલાલે ઉત્તર વાળ્યો "હુ જો કે નિયમિત વખતે આવત જ, પણ રસ્તામા રમણિકના ઘર આગળ મોડુ થયુ"

ત્યાર પછીથી બીજા જુદા જુદા વિષયો ઉપર વાત ચાલી પછીથી મધુસૂદને કહ્યુ "કેમ રામલાલ ગઈ કાલે શ્રીદ્વારકાનાથજીના મદિર આગળ મુબઈવાળા મહારાજના લાલજીએ "વિશ્વપ્રેમ" ઉપર વ્યાખ્યાન આપ્યુ હતું, તે સમયે તુ કેમ આવ્યો નહોતો! વ્યાખ્યાન સાભળવા ઘણા લોકો આવ્યા હતા. મહારાજશ્રીએ એ વિષય ઉપર પોતાનું

વ્યાખ્યાન ઘણીજ સુંદર રીતે કર્યું હતું.”

રામલાલ—“ મધુસૂદન, મને એ સભાની ખબરજ ન્હોતી, નહિતો તું જાણે છે કે હું જાહેરસભામાં આવ્યા વગર રહું! બોલ ત્યારે તે ભાષણમાં શું કહેવામાં આવ્યું હતું ? ”

મધુસૂદન—રામલાલ તું પણ ખરો પાકો જણાય છે ત્હારે પોતાને સભામાં હાજરી આપવી નહિ અને બીજાની પાસેથી પૂછી લેવું છે. એ રીત પણ ઠીક? તો પણ તારી જીજ્ઞાસા છે તો હું તને તેનો સાર માત્ર એક વાક્યમાં કહીશ! મહારાજશ્રીએ જણાવ્યું હતું કે દુનિઆમાં સર્વ અશાન્તિ દૂર કરનાર સાધન તે પ્રેમ જ છે. વિશ્વપ્રેમની ભાવનાથી દુનિઆમાં સર્વ કોઈ વસ્તુ સાધ્ય કરી શકાય છે. ગમે તેવી દુન્યવી અગર સૈતાનીઅત સત્તા હોય તો પણ તે પ્રેમ આગળ નમી જ પડે છે. તેની આગળ એ સત્તાનું કશું પણ જોર ચાલી શકતું નથી સર્વ દુઃખોનું ઔષધ પણ પ્રેમ જ છે. આ પ્રેમથી જ મહાત્મા પુરુષો જગતનાં પાપોને ધુવે છે. અહો કેવા સુંદર વિચાર! રામલાલ! મેં તો જ્યારથી આ વ્યાખ્યાન સાંભળ્યું છે ત્યારથી કંઈક નવીન ભાવનાઓ મારા મસ્તિષ્કમાં તરવરી રહી છે. હવે હું આ જગતમાં નવીન વસ્તુ જ જોયા કરું છું. મારી આગળ વસ્તુઓને નવીન સ્વરૂપમાં અવલોકું છું. જાણે મને પણ અર્જુનની માફક દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઈ ન હોય એવો ભાસ થાય છે. એ મહારાજશ્રીને માટે મારા હૃદયમાં હજારો ધન્યવાદના ઉદ્‌ગારો નીકળે છે. આટલું બોલીને મધુસૂદન શાન્ત રહ્યો. તેના હૃદયમાં તે વખતે વિદ્યુતની માફક ચૈતન્યના પ્રકાશનો તે અનુભવ કરવા લાગ્યો.

મધુસૂદન લગભગ ત્રિસેક વર્ષની ઉંમરનો હતો. તે જાતે નાગર હતો તેણે યુનિવર્સિટિની મેટ્રિક સુધીનો અભ્યાસ કર્યો હતો, પણ આર્થિક અડચણોને લીધે આગળ અભ્યાસ કરી શક્યો નહોતો, છતાં તેને પુસ્તકો ઉપર ઘણો શોખ હતો. તેના પિતા વૈષ્ણવ હતા. તેમને કાંકરોલીની ગાદીનાં બ્રહ્મસંબંધ હતાં. તેની માતા પણ ધાર્મિક વિચારવાળી હતી, આથી પિતા માતાના સંસ્કાર તેનામાં ઉતર્યા હતા. અભ્યાસને તિલાંજલી આપ્યા પછી તે કલેકટરની ઓફીસના એકાઉન્ટન્ટ ખાતામાં રૂ. ૪૦) ના પગારથી નોકરી કરતો હતો, પણ તેનો વિદ્યા માટેનો શોખ ઓછો થયો નહોતો. નોકરીના સમય બાદ જે સમય મળતો તેમાં તે કોઇને કોઈ પુસ્તક વાંચતો. પ્રથમ તો તેને કાવ્ય તથા નવલકથા ઈત્યાદિ વાંચવાનો ઘણો શોખ હતો, પણ છેલ્લાં ત્રણ વર્ષથી શ્રીમહાપ્રભુજીના ષોડશગ્રંથ, તત્ત્વદીપ નિબંધ, શ્રી ગુસાંઈજીનું વિદ્વન્મંડન, ૮૪ વૈષ્ણવોની વાર્તા તેમજ બસોબાવન વૈષ્ણવની વાર્તા, શ્રીહરિરાયજીનાં શિક્ષાપત્ર તેમજ સૂરદાસાદિ અષ્ટસખાઓનાં કીર્તનો પ્રતિ તેના વિશેષ અભિરુચિ ઉત્પન્ન થઈ હતી. આ ગ્રંથોના વાચનમાં એને જેટલો રસ મળતો તેટલો બીજામાંથી મળતો નહિ. સાંપ્રદાયિક જે કોઈ નવીન ગ્રંથની પ્રસિદ્ધિની તેને ખબર પડતી કે એકદમ ઘરમાં સંગ્રહી રાખતો. આમાં તેના માતપિતાની પણ મદદ હતી. તેનાં પિતાએ પુસ્તક સંગ્રહ માટે જેટલું દ્રવ્ય ખરચવું હોય તો તે ખર્ચવાની છુટી આપી હતી. આથી તેણે ઘણાં પુસ્તકોનો સંગ્રહ કર્યો હતો; અને તે આખા દિવસનો ઘણોખરો ભાગ વ્યવસાયમાંથી મુક્ત થયા પછી આવાં પુસ્તકો વાંચવામાં જ

ગાળતો હતો. આને લીધે તેનું દષ્ટિબિન્દુ તદ્દન ફરી ગયું હતું આ સંસાર તેને મિથ્યા લાગતો હતો. સંસારમાં સર્વ પ્રતિ એની સમાન દષ્ટિ થઈ હતી. એનામાં કોઈ રાગદ્વેષ રહ્યા નહોતા. મહારાજશ્રીનું વ્યાખ્યાન શ્રવણ કરીને તેના ચિત્તની નિર્મળતા વધી ગઇ હતી–આજે રામલાલને જોઈને તેને પણ કંઈક તે વિષયનું જ્ઞાન સંપ્રદાયની રીતિથી થાય તેટલા માટે તેણે એ વિષય કહાડયો.

રામલાલ—"ભાઈ મધુસૂદન, તું કહે છે તે ખરી વાત છે પણ હું વિશ્વપ્રેમ શું ચિજ છે તેજ હજી બરાબર સમજતો નથી, માટે તે વસ્તુ તું હવે અત્યારે દાખલાઓ સહિત સમજાવ."

મધુસૂદન—"વારૂ રામલાલ, તારી ઇચ્છા છે તો હું ે બાબત આજે તારી આગળ ચર્ચીશ, પણ ભાઈ રમણિકલાલ તથા ગોવિન્દલાલ તથા ચંદ્રવદનને એ ગમશે કે કેમ તે માટે મને શંકા રહે છે"

રમણિકલાલ—કેમ નહિ. એ શું બોલ્યા મધુસૂદનભાઇ અમારાં કયાંથી ભાગ્ય કે આવા ઉત્તમ વિષય ઉપર આપની પાસેથી કંઈક બોધ પામીએ.

ચંદ્રવદન તથા ગોવિંદલાલે પણ એવો જ ધ્વનિ કહાડયો, આથી મધુ[illegible] ને [illegible] ઉપર પોતાની ચર્ચા ચલાવી. "તમે જ્યારે છો છો ત્યારે હું તમને આ સંબંધી બે શબ્દો કહીશ. તમે જાણો છો કે વૈષ્ણવધર્મ પ્રેમ ઉપર રચાયલો છે. દયા અને પ્રેમ એ આ ધર્મના થાંભલા છે. જો એ બે થાંભલાને લઈ લેવામાં આવે તો આ ધર્મની ઇમારત ભૂમિ ઉપર તૂટી જ પડે; પણ આ અવિચળ થાંભલા

વડેજ હજી પણ આ ધર્મની ઇમારત ટકી રહી છે. શ્રીવલ્લભાચાર્યજીના પુષ્ટિમાર્ગમાં તો આ પ્રેમધર્મનું ઘણુંજ પ્રાબલ્ય છે. જૈન તથા બૌદ્ધ ઇત્યાદિ ધર્મોમાં દયા છે, અને તે જોકે અહિંસારૂપે પ્રકટ થાય છે છતાં વૈષ્ણવધર્મ જે પ્રેમમાર્ગનો બોધ કરે છે તે ત્યાં નથી. બીજું કંઈ નહિ તો જો તમે ૮૪ વૈષ્ણવની વાર્તાઓ અગર ૨૫૨ વૈષ્ણવની વાર્તાના પ્રસંગો વાંચશો તો તમને આ વિષય ઉપર ઘણું જાણવાનું મળશે. પણ અત્યારે તો આધુનિકો વ્યાપાર અગર ઉદરપૂર્તિની પ્રવૃત્તિઓમાં એટલા બધા ઓતપ્રોત થઈ ગયા છે કે તેમને સાંપ્રદાયિક સાહિત્ય અવલોકવાની બિલ્કુલ ઇચ્છા જણાતી નથી. વિશેષમાં આધુનિક સમયમાં પાશ્ચાત્ય વિદ્યાની અન્દ્રજાલિક અસરે આપણામાં કેટલાકોના ચિત્તમાં તો એવા જડવાદના વિચારો ઘુસાડી દીધા છે કે, તેઓમાંથી ધર્મ માટેની શ્રદ્ધા તદ્દન નિર્મૂળ અને નિર્બળ થઈ ગઈ છે. આથી તેમનામાંથી ધર્મ માટેની જીજ્ઞાસા તથા રૂચિ પણ મૃતપ્રાય દશામાં આવી ગઈ છે. આ સ્થિતિમાં આપણું અહિક તથા પારલૌકિક જીવન આપણે કેવી રીતે સુંદર બનાવી શકીએ? આ સંપ્રદાયમાં એવા સામર્થ્ય યુક્ત મહાનુભાવી વૈષ્ણવો થઈ ગયા છે કે તેઓ અદ્‌ભૂત કાર્યો પણ કરવાને સમર્થ હતા. આ બધું સામર્થ્ય તેમનામાં શાથી આવ્યું? એમ જો તમે મને પૂછતા હો તો હું કહીશ કે તેઓ પ્રેમ એ શું વસ્તુ છે એ સમજતા હતા, અને તેના પ્રતાપે તે સર્વ કંઈ કરતા, તમે જાણતા હશો કે, આ સંપ્રદાયમાં પ્રેમ એ સર્વ કંઈ વસ્તુ છે, અરે! સાક્ષાત્ ઇશ્વરની ભાવના પણ પ્રેમમય છે. શ્રુતિમાં બ્રહ્મને રસરૂપ કહ્યા છે. એજ રસરૂપ

બ્રહ્મનું ભજન સંપ્રદાયમાં કરવામાં આવે છે એટલે સંપ્રદાયના મતે પ્રેમ એજ ઇશ્વર છે. આ પ્રેમ તે નિર્ગુણ અપરિછિન્નાનંદ તથા પરમ કાષ્ઠાપન્ન છે. તે સર્વ કંઈ વિધમાન અગર દશ્ય પદાર્થોથી પણ અતીત છે. પાર્થિવ ભૂમિકામાં જે પ્રેમ દેખાય છે તે તો કૃત્ન આ સર્વાતિશયિનિર્ગુણપ્રેમની એક માત્રાજ છે. અલ્પતમ અંશ છે. પણ એ પ્રેમ રૂપ ઇશ્વરની કૃપાને વ્રજનાં ગોપીજનોએ પ્રાપ્તી કરી હતી તે સંબંધી હું હમણાં કંઈ પણ કહીશ નહિ. કારણ કે અત્યારે આપણે એટલો બધો સમય નથી. પણ અત્યારે "વિશ્વપ્રેમ" સંબંધી જણાવીશ. આ વિશ્વપ્રેમ પણ એ એક ઉપર જણાવેલા પરમ પ્રેમનો અંશ છે, જેમ જગત તથા જીવ એ .. અંશો છે, તેમ વ્યષ્ટિ-પ્રેમ તથા સમષ્ટિ પ્રેમ એ ..ર્વોપરિ પ્રેમના અંશો છે, પણ જેમ જગત્ તથા જીવ એ બ્રહ્મના અંશ હોવાથી બ્રહ્મરૂપ છે, તેમ આ અંશરૂપ પ્રેમ પણ સર્વોપરિ પ્રેમના અંશ છે છતાં પણ એ પ્રેમ રૂપ છે. આથી અહિંઆં જે પ્રેમનાં વિવિધ રૂપાન્તરો જણાય છે તે વસ્તુતઃ એકજ છે, પણ છતાં મનુષ્યો પોત પોતાની દષ્ટિ પ્રમાણે આ પ્રેમને જુએ છે કોઈ પોતાની જાતને માટેજ પ્રેમ ધરાવે છે, તો કોઈને પોતાની સ્ત્રી, તથા સંતતિ ઉપરજ પ્રેમ હોય છે, કોઈને પોતાના કુટુંબ ઉપર, કોઈને પોતાની જ્ઞાતિ માટે, કોઈને સમાજ માટે, કોઈને દેશ માટે તો કોઈને આખા વિશ્વ માટે હોય છે, તો કોઈને વિશ્વની સર્વ વ્યક્તિઓ ઉપરાંત, જેમાંથી આ સ્થાવર જંગમાત્મક દશ્યમાન જગત્ અને જીવો ઉત્પન્ન થયા છે એવા પ્રભુને માટે પ્રેમ હોય છે. આ સર્વ પ્રકારના પ્રેમમાં અંતિમકક્ષાનો (પ્રભુ

માટેનો ) પ્રેમ ઉત્કૃષ્ટ છે, અને અન્ય પ્રકારો ગૌણ છે. ભૂમિતિ શાસ્ત્રમાં જેટલી ત્રિજ્યા લઈએ તેટલુંજ વર્તુળ આપણે દોરી શકીએ છીએ, તેમ આપણે દૃષ્ટિ નાખીએ છીએ તેટલીજ તત્સંબંધી ભાવના હોય છે, જો આપણે કોઈ ઉચ્ચ ભુમિકાની ઉપર ઉભા રહીને દ્દષ્ટ નાખીએ તો ઘણે દૂર સુધી જોઈ શકીએ છીએ, અને નિચાણની ભૂમિએ ઉભા રહીને જો દૃષ્ટિ નાખીએ તો થોડેજ દૂર સુધી જોઈ શકીએ છીએ. તેમ આપણા જીવનની જેટલી ઉચ્ચ ભુમિકાએ ઉભા રહીને દૃષ્ટિ ફેંકીએ તેટલું જ પ્રેમ સંબંધીનું આપણું દૃષ્ટિબિંદુ હોય છે. વસ્તુતઃ મેં તમને ઉપર જણાવ્યું તે પ્રમાણે પ્રેમના વિભાગ થઈ શકે જ નહિ છતાં કૃત્રિમ રીતે જો વિભાગ કરીએ તો વ્યષ્ટિ પ્રેમ, સમષ્ટિ પ્રેમ અને ઈશ્વરી પ્રેમ. એમ ત્રણ વિભાગ થઈ શકે છે. વ્યષ્ટિ પ્રેમ વાળો ફક્ત પોતાની જાતને જ ચાહે છે, અન્ય માટે એને ઘણીજ થોડી લાગણીઓ હોય છે. સમષ્ટિ પ્રેમ એ આ જીવનમાં અધિકતર છે. વ્યષ્ટિ પ્રેમ તો ઠેકાણે ઠેકાણે જણાય છે, ત્યારે સમષ્ટિ પ્રેમ તો કોક વિરલામાં હોય છે. સમષ્ટિ પ્રેમ એજ વિશ્વ પ્રેમ. આ વિશ્વ પ્રેમની સીડીનાં અમુક પગથીઆં છે. કુટુંબ પ્રેમ, જ્ઞાતિ પ્રેમ, સમાજ પ્રેમ, સ્વદેશ પ્રેમ અને સમસ્ત જનના માટેનો પ્રેમ, એમ એક પછી એક આ સીડીનાં પગથીઆં છે. આ પ્રેમની ભાવનામાં જેટલું પોત પોતાનું છે તેનો ત્યાગ કરવો જોઈએ, અને "પર" ને પોતાનું કરવું જોઈએ. તેઓ સમસ્ત વિશ્વનું સ્વદેહ તથા આત્માના ભોગે કલ્યાણ કરવા ઈચ્છે છે. તેમને મનતો આ પારકો અને આ પોતાનો, એવો ભેદ હોતો જ નથી. પણ આખી વસુધાને

પ્રેમને લીધેજ. જડ ભરત ઋષિ પણ હરણીના બચ્ચા તરફના પોતાના પ્રેમને લીધે પોતાની સમાધી ઇત્યાદિ જતી કરી અને જડત્વને પ્રાપ્ત થયા.

હવે હું તમને વિશ્વપ્રેમનાં થોડાંક દષ્ટાંતો સંપ્રદાયના ઈતિહાસમાંથી કહીશ. જ્યાં જ્યાં પ્રેમ હોય છે ત્યાં ત્યાં દયા તો હોય છેજ, એમાં કોઇ પણ સંદેહ હોતો નથી. એક વખત શ્રીગુસાંઇજી ગોપાલપુરથી ગોકુળ પધારતા હતા, તે સમયે રસ્તામાં એક કુંજરી તરસથી ગભરાઇને પડી હતી. એને આ સ્થિતિએ જોઇને શ્રીગુસાંઇજીનું હૃદય દયાથી ભરાઈ આવ્યું તેથી પોતાની પાસે એક ખવાસ હતો તેને આપે આજ્ઞા કરી "કે તૃષાને લીધે બિચારી આ લુગાઇના શું જાય છે માટે આપણી ઝારીમાંથી એને જળ પાવ" આ સાંભળીને ખવાસે કહ્યું "મહારાજ. આ ઝારી તો શ્રી ઠાકોરજીને માટે છે તેથી એમાંથી હું જળ આને પીવડાવું તો તે ઝારી છૂવાઈ જાય." ખવાસનો આવો જવાબ સાંભળીને આપે પુનઃ એને આજ્ઞા આપી "અરે મૂર્ખ. તું કંઈ સમજે છે કે નહિ. ઝારી તો બીજી આવશે પણ આનો પ્રાણ તો બચશે" ખવાસે પછીથી શ્રીગુસાંઇજીની આજ્ઞાનુસાર એને જળ આપ્યું અને તેના આત્માને શાન્ત કર્યો. પછી તો તે કુંજરી શ્રીગુસાંઇજીની સેવક થઈ. પ્રેમ વસ્તુ આગળ આભડછેટ ઈત્યાદિ કોઇ વસ્તુ છેજ નહિ. એવીજ રીતે સુરતના એક સાહુકારના બેટાની વહુની વાર્તા છે. એ બિચારી એક વિષયાન્ધ તુર્કની કુદૃષ્ટિથી તેની કપટજાળમાં સપડાઈ હતી. તે તુર્કે બાદશાહની પાસે એ બાઈ એને વરેલી છે માટે

એને એ સોંપવી જોઈએ એવી ફરિઆદી કરી. આ બાબત એટલીબધી ગુંચવાડામાં આવી ગઈ હતી કે બાદશાહ પણ આનો નિર્ણય કરી શક્યો નહિ, ત્યારે આખરે શ્રીગુસાંઇજીએ નિર્ણય આપીને આ બાઇને તુર્કના પંઝામાંથી છોડાવી. એવીજ રીતે રાજનગરમાં એક બ્રાહ્મણબ્રાહ્મણીને માથે ગોહત્યાનું પાપ આવ્યું હતું, અને તેથી બધા લોકોએ તેમનો ત્યાગ કર્યો હતો. બાબત એવી હતી કે ગુજરાતમાં એક સમય ભયંકર દુષ્કાળ પડયો આ સમયે આ બ્રાહ્મણ-બ્રાહ્મણી અમદાવાદમાં રહેતાં હતાં. તેમણે પોતાના ઘરના આંગણા આગળ કેટલાક ઘઉં સૂકવ્યા હતા. તેવામાં એક દૂબળી ગાય આવી. આ ગાય આવીને પેલા ઘઉં ખાવા લાગી. તેથી બ્રાહ્મણી ઘરમાંથી લાકડી લઈને બહાર આવી અને લાકડીના પ્રહારથી તેને દૂર કરવા લાગી. પણ આ ગાય અતિ દુર્બળ હોવાથી લાકડી વાગતાં જ તે મરી ગઇ. આ વાત આજુબાજુના સર્વે વૈષ્ણવોએ જાણી એટલે દરેક જણ આ બન્નેનો ફિટકાર કરવા લાગ્યા. શ્રીગુસાંઇજીએ આ વાત જ્યારે સાંભળી એટલે તેમને પોતાની પાસે બોલાવ્યા અને બધાઓને કહ્યું તેમનો દોષ નથી, માટે એમનો ત્યાગ કરો નાહે. એક વખત તેમનાં પુત્રી શ્રી શોભાબેટીજી એક ગામમાં પધાર્યાં હતાં ત્યારે એક વૈષ્ણવને ત્યાં મૂકામ કર્યો. ભોજનનો સમય થયો ત્યારે નજીકમાંથી કેટલાક જણાઓને રૂદન કરતાં સાંભળ્યા ત્યારે શ્રી શોભાબેટીજીએ પાસેનાં માણસોને પૂછ્યું “ આ કોણ રડે છે. ” એક માણસે જવાબ આપ્યો એ લોકો રાજાના કેદખાનામાં રહે છે. તે રાજાનું તેમની પાસે કેટલુંક લહેણું છે તે તેમણે આપ્યું નથી માટે કેદખાનામાં

તેમને શીક્ષા સહન કરવી પડે છે ” પોતે આ હકિકત સાંભળીને કહ્યું “ જો એ પ્રમાણે હોય તો જ્યાં સુધી એ લોકો કેદખાનામાંથી છુટશે નહિ ત્યાં સુધી હું ભોજન લઇશ નહિ. ” આવી તેમણે દૃઢ પ્રતિજ્ઞા લીધી. વૈષ્ણવોમાં તો હાહાકાર વર્તી રહ્યો. શ્રીગુસાંઇજીએ પણ એ વાત જાણી અને ત્યાં પધાર્યા આખરે બાદશાહને કાને આ વાત ગઇ ત્યારે તેને કંઇક જ્ઞાન થયું અને પાછીથી પેલા કેદીઓને છોડી મૂકયા ! આનું નામ તે ખરો વિશ્વપ્રેમ. આ પ્રેમ ભાવનાની ઉત્કટતાએ બાદશાહના હૃદયની કઠોરતાનો તથા નિષ્ઠુરતાનો પણ ત્યાગ કરાવી શ્રીગુસાંઇજીએ પોતે અનેક જીવોના ઉપર દયા કરી છે. કબુતર-કબુતરી જેવાં પક્ષિઓના પ્રતિ પણ આપે પોતાનો પ્રેમ દેખાડયો છે. એમના સેવકો પરમ ભગવદીયો થઈ ગયા તેમનું જીવન પણ એવા ...રની પ્રેમભાવનાથી ઘડાયલું હતું કુંભનદાસજીના પુત્ર ગાયોનું રક્ષણ કરતા હતા તે સમયે એક સિંહ આયો ઉપર અતિક્રમણ કરવા લાગ્યો ત્યારે પોતે ભીતિથી પલાયન નહિ કરતાં એ સિંહના સ્હામા થયા. આ આત્મત્યાગના યજ્ઞમાં પોતાના પ્રાણની આહુતિ આપવામાં એ પાછા ફર્યા નહિ. આ સર્વના જીવનમાંથી જો આપણે કોઈ પણ સાર ખેંચીયે તો તે માત્ર એટલો જ છે કે, આપણે પણ આપણું માનુષિક જીવન આવી રીતની પ્રેમ ભાવનાથી ગાળવું જો કે આ પ્રેમ ભાવનાજ આપણા આચાર્યોને પોષે છે. ભવારણ્યમાં આવીપ્રેમભાવનાએજ જીવનની ક્ષણો લીલી કુન્જ જેવી બનાવી છે. આ પ્રેમ મેં તમને શરૂઆતમાં જણાવ્યું તેમ પ્રેમ સ્વરૂપ પરમાત્મામાંથીજ નીકળે છે. વિષ્ણુના ચરણકમળમાંથી

જેમ ગંગાજી વહે છે. તેમ આ પ્રવાહ સતત વહે છે, જેણે આ પ્રેમભાવના ખીલવી છે તેના જીવનને ધન્ય છે. તેજ ખરો વૈષ્ણવ છે. તેને આખી જનતા વંદન કરે છે. આપણા સર્વનું જીવન આવા પ્રકારનું થાય તો કેવું સારૂં. જો આપણે આ પ્રેમથી આપણું વર્તન નિયમિત કરીએ તો આપણા રાષ્ટ્ર જીવનના, સમાજ જીવનના તથા ધર્મ તેમજ કર્મક્ષેત્રના અનેક ગુંચવાડા ભરેલા પ્રશ્નોનો એકદમ નિકાલ આવે. દુનિયા ઉપર અત્યારે જે અશાન્તિની જાળ ફેલાઈ રહી છે તે એકદમ સંકેલી જાય. જીવનને સુખી કરવાનો એજ માર્ગ છે. આ તો દુનિયાના સંબંધમાં કેવો પ્રેમ રાખવો જોઈએ તેનું અલ્પ વિવેચન મેં કર્યું છે, પણ જે અવિચ્છિન્ન અને જગદતીત પરબ્રહ્મ વિષયક પ્રેમ છે તે વિષે હું આજે કહીશ નહિ તે પ્રેમનું તો વર્ણનજ થઈ શકે નહિ માત્ર અનુભવીઓજ એ જાણે છે." આમ મધુસુદન પોતાના વિષય ઉપર સતત ધારાથી બોલે છે એટલામાં ભદ્રના ઘડિઆળમાં નવના ટકોરા સંભળાયા, આથી મધુસુદને કહ્યું "ભાઈ રામલાલ, આજે મેં તમને બધાઓને બહુ વખત સુધી રોકી રાખ્યા. હવે મેં મારા વિષયને પૂર્ણ કર્યો છે એટલે તેમાં વધુ કંઇ પણ કહેવાનું નથી. જો તમને આ વિચારોમાંથી કંઇ ન રુચ્યું હોય તો હું તેથી દિલગીર છું."

રામલાલ "ભાઈ મધુસુદન આજે તો તેં મારા જીવનમાં કંઈ જૂદોજ પ્રકાશ નાખ્યો, વૈષ્ણવ ધર્મમાં વિશ્વપ્રેમની ભાવના આટલી બધી પ્રબળ છે એવું હું કદી પણ જાણતો નહોતો. હું તો એમજ સમજતો હતો કે વૈષ્ણવ ધર્મમાં તો પ્રેમલક્ષણા ભક્તિને નામેજ પ્રેમ હશે, પણ આવી રીતે

વિશ્વપ્રેમનું પણ સ્થાન તે માર્ગમાં છે, તે મેં આજેજ તમારી પાસેથીશ્રવણ કર્યું. ફક્ત જૈનોમાં કે બૌદ્ધોમાંજ દયાના સિદ્ધાન્તો છે એમ નથી. ભાઈ મધુસૂદન મારી તને એક વિનંતિ છે કે તારી નવરાશે મને વૈષ્ણવ ધર્મના કેટલાક ગ્રંથોનું અધ્યયન કરાવ. હવે મારી એ વિષેની જીજ્ઞાસા ઘણી ઉત્કટ થઈ છે."

ચંદ્રવદન પણ બોલ્યો "રામલાલ મને તથા ચંદ્રવદનને પણ એ બાબતમાં તારા સાથીઓ કરજે. અમે પણ તારી સાથે માર્ગીય ગ્રંથોનો અભ્યાસ કરવા આવીશું. આપણે બધા આપણી જાતને વૈષ્ણવો તરીકે ઓળખાવીએ છીએ, પણ વસ્તુતઃ તો આપણે નામધારીજ વૈષ્ણવો છીએ, કારણ કે આપણા ધર્મનું શું રહસ્ય છે તેજ આપણે જાણતા નથી. મધુસૂદનભાઈને ધન્ય છે કે તેમને નોકરી કરવાની હોવા ~ પણ ગ્રંથોનું અધ્યયન કરવાને સમય ગાળે છે. આજે એમના વિવેચનથી ઘણું જાણવાનું મળ્યું છે. જ્યારે માર્ગના ગ્રંથોનું અધ્યયન વૈષ્ણવો શુદ્ધ મનથી કરશે ત્યારેજ તેઓ સિદ્ધાન્તોને યથાર્થ રીતે સમજતા થશે." મધુસૂદને આ ઉદ્‌ગારો સાંભળીને મૌન ધારણ કર્યું કારણ કે એમાં એને સ્વપ્રશંસાની ગંધ લાગી. આત્મશ્લાઘાથી તો એને ખરેખરી સૂગ આવતી હતી, તેથી તે નિરુત્તર રહ્યો. એટલામાં રામલાલે કહ્યું "ચાલો આપણે હવે ગૃહપ્રતિ ચાલવા માંડીશું" સર્વેએ "હા કહી" અને પછીથી આ આપ્ત મંડળી વિનોદ કરતી કરતી ઉદ્યાનના દ્વાર આગળ થઈને બહાર નીકળી અને એલિફન્ટ રોડના રસ્તે વિજળીના દિવાના તેજમાં દૂર માર્ગ ઉપર અદ્રશ્ય થઈ

# પ્રેમલક્ષણાભક્તિ.

"પાઓ પ્રેમરસ પ્રાણઆધાર રે, દીન થઈ જાચું રે
મુક્તિ માગીને આપજો જ્ઞાન હું તો નહિ રાચું રે
રીઝે રાબડી થકી ગરીબ લોક રે, ભોગીને ન ભાવે રે
અમે રાજના ખાસા ખવાસ રે, મુક્તિ મન નાવે રે
નયણે નીરખું નટવર રૂપ રે, હોંશ હૈયામાંથી રે
મનમાન્યું ના મળે સુખ એ, એકતામાં ક્યાંથી રે
દુષ્ટ જીવને કહે છે બ્રહ્મ રે, બ્રહ્મને અલેખે રે
છતે સ્વામીએ સૌભાગ્યનું સુખ એ સ્વપ્ને ના દેખે રે
દિવ્યરૂપે છો સદા સાકાર રે આનંદના રાશિ રે
બોલે અનુચિત માયિક મૂઢ એ નરક નિવાસી રે
વિના લાલચનું વ્હાલ મુને લાલ રે અવિચળ આપો રે
વિષયવાસના પ્રપંચની પ્રીત, તૃષ્ણામારી કાપો રે
આપ સ્વામી સદા હું દાસ એ નાતો નિભાવો રે
રુચે આપને કરો એવી ટેવ અન્ય રખે ભાવો રે
અનન્ય ભક્તિ સદા સત્સંગ રે મનોહર માગું રે
દયા પ્રિતમજી આપજો એહ પાયે લળી લાગું રે

દયારામ.

શિશિર ઋતુની રાત્રિનો સમય હતો. હું મારા શયનગૃહ પાસે આકાશિકામાં (અગાસીમાં) શાંત ચિત્તથી બેઠો હતો. એટલામાં ભદ્રની ઘડિઆળમાં અગીઆરના ટકોરા સંભળાયા રજની કૃષ્ણપક્ષની એકાદશીની હોવાથી અંધકાર પણ ગાઢ વ્યાપી ગયો હતો જાણે તે ઉંડા ભણકાર ભણતી હોય, અને આકાશની ગુહાને ઘેરતી હોય તેમ જણાતું હતું. નભો-મંડળમાં સર્વત્ર અંધકાર વ્યાપી ગયો હતો. અને તારકો તેમાં ડૂબી ગયા હતા. આવા ગાઢ અંધકારમાં ઉંડું અને અદ્ભુત શાન્તિપૂર સર્વત્ર રેલી રહ્યું હતું. અનિલ આ પૂરને ઝીણું ઝીણું હલાવી અને તેમાં ગુપ્ત ક્રીડા કરતો હતો. આકાશિકામાં (અગાસીમાં) હું કેટલોક સમય કંઇપણ વિચાર કર્યા વગર જ બેસી રહ્યો. એટલામાં "પાઓ પ્રેમ રસ પ્રાણ આધારરે દીન થઇ જાચુ રે" એ લીટીઓથી શરૂ થતું ઉપરનું ગીત મારી કર્ણેન્દ્રિયમાં અથડાયું. એ ગીત સાત સ્વરૂપની હવેલીના મકાનમાંથીજ આવે છે. એ હવેલી મારા ઘણી નજીક હતી, ત્યાં કેટલાક સમયથી રાત્રે કેટલાક વૈષ્ણ એકઠા થઈને ભગવદ્વાર્તા કરતા હતા. આજે એકાદશીનો દિવસ હોવાથી આટલી રાત્રે પણ મંડળી ત્યાં બેસીને એક-ચિત્તથી ઉપરનું પદ ગાતા હતા અને ભગવદ્રસને અનુભવતા હતા. એમાં રહેલી સંગીતની મિઠાશ, તથા તાલીઓની હિંચ સહ તે ગીત જેમ જેમ વધતું ગયું તેમ તેમ મારા હૃદયમાં અનેક ભાવોલ્લાસ જાગૃત થવા લાગ્યા. ગીતના અન્તે મારા મુખમાંથી ઉદ્ગાર નીકળ્યા "અહો ભક્તકવિ દયારામ તમને પણ ધન્ય છે. તમે પણ ઘણીજ સુંદરતાથી પુષ્ટિમાર્ગ અને શુદ્ધાદ્વૈત મતના સિદ્ધાંતોને તમારી સરળ પ્રાકૃત ભાષામાં

ઉતાર્યા છે, અને તેમાંય પણ આ ધર્મવિમુખ યુગમાં વૈષ્ણવમંડળી વિશુદ્ધ હૃદયે અવગાહન કરે છે, અને પોતાના જીવનને ઉન્નતિના પંથમાં મૂકે છે. અત્યારે ગુજરાતી ભાષામાં તમારા જેવા કવિઓની જરૂર છે. આવા ઉત્કૃષ્ટ કવિઓના અભાવે અત્યારે ગુજરાતનું જીવન તદ્દન રસશૂન્ય અને શુષ્ક હૃદયવાળું બની ગયું છે. ગુજરાતનું સાહિત્ય પણ તદ્દન નિર્બળ થઇ ગયું છે.” આ પ્રમાણે આ ભક્તકવિને માટે કેટલાક ઉદ્ગારો મારા મુખમાંથી સ્વાભાવિક નીકળી ગયા–વળી ઘડીકમાં આ કાવ્યનો ભાવ વિચારવાને ઉર્ધ્વદૃષ્ટિથી આકાશ તરફ જોઈ રહ્યો. ઘડીકમાં ફક્ત વિચારગ્રસ્ત દશામાં આમ તેમ ફરવા માંડ્યું: આ ભક્તો જે પ્રેમરસની માગણી કરે છે તે પ્રેમ ખરેખર એટલો બધો ઉત્કૃષ્ટ હશે ? આ પ્રેમરસમાં તે એવું શું હશે કે જેથી ભગવદીઓ તે રસના પાનની અભિલાષા દેખાડે છે ? શું જ્ઞાનાદિ સાધનોથી પ્રાપ્ત કરાતી મુક્તિ તે પણ આ પ્રેમ રસ આગળ તુચ્છ હશે કે જેથી ભક્તો કહે છે "અમે રાજના ખાસ ખવાસરે, મુક્તિ મન નાવેરે?' શું આ પ્રેમથી ખરેખર ભક્ત ભેટી શકતો હશે? જો એમ ન હોય તો શા માટે આ ભોળા વૈષ્ણવો એમ ગાય છે ? 'નયણે નિરખું નટવર રૂપરે, હોંશ હૈયામાંથીરે' આ ભક્ત વાણી પ્રેમરસનું પાન કરવાને કહે છે, .જ્યારે તત્ત્વજ્ઞાનના ગ્રંથો તો જ્ઞાનનોજ બોધ કરે છે, પાશ્ચાત્ય અગર પૂર્વના સર્વ તત્ત્વવેત્તાઓ એકે અવાજે જ્ઞાનનો ઉપદેશ કરે છે. તેઓ તો બ્રહ્મને પણ જ્ઞાનાત્મક કહે છે, ત્યારે ભક્તો તે બ્રહ્મને 'દિવ્યરૂપે છો સદા સાકારરે આનંદના રાશિરે' એમ કહે છે, તો મારે એમાંથી ખરી વસ્તુ શું સમજવી ? આ પંક્તિ-

એનું સંગીત મારા કર્ણમાં જેટલી મધુરતા રેડે છે તેટલુંજ તે અત્યારે ચિત્તમાં વિક્ષેપ પણ કરે છે, વેદાદિ-શાસ્ત્રોમાં કર્મ જ્ઞાન અને ભક્તિ એમ ત્રણ સાધનો બ્રહ્મ પ્રાપ્તિનાં છે અને ધર્મ શબ્દનો અર્થ એટલામાંજ સમાઈ જાય છે, પણ આ પ્રેમરસ તો કોઈપણ સ્થળે વાંચવામાં આવ્યો નથી પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓ તો જ્ઞાનને જ પ્રાધાન્ય આપે છે, પણ એ જ્ઞાન ભારતીય તત્ત્વવેત્તાના 'જ્ઞાનથી ભિન્ન છે.' વૈષ્ણવ આચાર્યો જેવા કે રામાનુજ, મધ્વ ઈત્યાદિ જ્ઞાન અને કર્મના સમુચ્ચયને અર્થાત્ ઉપાસનાને સાધન તરીકે આપે છે. વળી કેટલાક ભક્તિને કહે છે પણ એ ભક્તિથી આપણે શ્રવણ કીર્તન, સ્મરણ, પાદસેવન. અર્ચન. વંદન, દાસ્ય. સખ્ય અને આત્મનિવેદન એમ નવધાભક્તિ જ સમજીએ છીએ. આ ભક્તિનું ફળ મોક્ષ છે. પણ અહિંઆં તો એ ભક્તિનું પણ નિરૂપણ નથી. ફક્ત પ્રેમરસ અગર પ્રેમભક્તિ જ ભક્ત પ્રભુ પાસે યાચી રહ્યો છે. પણ આ ભક્તિનું શ્રવણ કોઇપણ અન્ય ગ્રંથમાંથી કર્યું નથી. તો આ ઉપરથી મારે શી રીતે તેમાંનો અર્થ બોધગ્રહણ કરવો, એ વિચારમાંને વિચારમાં હું વિશેષ ડુબી ગયો જેમ જેમ વધારે વિચાર કરવા લાગ્યો, તેમ તેમ હું વધારે ગુંચવાતો ગયો. લગભગ એક કલાક સુધી આ પદની ભાવનાના સ્વારસ્ય વિચારમાં વ્યતીત કર્યો. પણ તેથી મારા હૃદયમાં ઉદ્ભવેલી શંકાઓનું સમાધાન નજ કરી શક્યો. આ સમયે મારાં નયન ઉપર નિદ્રાની પાંખો ફરવા લાગી અને તેથી શયનગૃહમાં પાછો દાખલ થયો અને શય્યામાં ઢળ્યો. જેમ પુષ્પ ખીલી હસીને કરમાય છે તો પણ તેની સુગંધ તેની પાછળ કેટલોક સમય રહે છે, તેમ

આ ગીતના શ્રવણથી અનેક સંસ્કારો ચિત્તમાં એક પછી એક તરવા લાગ્યા, નિદ્રોન્મુખ હોવા છતાં પણ તર્કના સૈન્યે અત્યારે ચિત્તની શાન્તિનો ભંગ કર્યો. અસંખ્ય તર્કો ચિત્તમાં બુદ્બુદસમ ફૂટી જઈ લુપ્ત થવા લાગ્યા. આ સ્થિતીમાં લગભગ બે ત્રણ કલાક પસાર થયા. છેવટે મેં નિશ્ચય કર્યો કે આ વસ્તુ તર્કથી પ્રાપ્ય નથી, માટે એ બધાં ફાંફાં છે, તર્ક ઈત્યાદિ મૃગજલવત્ મિથ્યા આશા દેખાડનાર છે, તે કદીપણ આ વસ્તુને પ્રકાશ પાડી શકશે નહિ હવે તો પ્રભુને શરણે જવું એજ મુખ્ય સાધન છે. અખંડભૂમંડલાચાર્ય જગદ્ ગુરુ શ્રીમદગ્નિસ્વરૂપ, શ્રીમદ્ભગવન્મુખારવિન્દરૂપી શ્રી વલ્લભાચાર્યજીનું ચિન્તન કરીશ તોજ આ વસ્તુ સમજાશે. એમ વિચાર કરીને શ્રીમહાપ્રભુજીનું નામ સ્મરણ કરવા લાગ્યો. એટલામાં કંઈક દિવ્યવાણી " વત્સ શા માટે તું ગભરાય છે. તું મુંઝાઈશ નહિ. તારા હૃદયની સ્થિતિ મેં જાણી છે, માટે તારી પાસે મારૂં આગમન થયું છે. " એવો અવાજ કરતી સંભળાઈ. મેં વાણીની દિશામાં નેત્રો તથા કર્ણની સ્થિતિ બરાબર રાખી; તુર્તજ મારી સામેની ભીંત ઉપર એકદમ તેજનો અંબાર જણાયો કેટલોક સમય હું એ તરફ જોઇ રહ્યો તો મારી સમક્ષ શ્વેત વસ્ત્રથી સજ્જીત, રમણીય તિલકાકૃતિથી સુશોભિત, તેજને પ્રસારતી, હસ્તકમળમાં એક ગ્રથ સહિત એક દિવ્યાકૃતિ દૃષ્ટિગોચર થઇ. આ આકૃતિએ પુનઃ મને આશ્વાસન આપતાં કહ્યું " વત્સ, ચિન્તા કરીશ નહિ. તારી શંકાઓનું હું સમાધાન કરવા આવ્યો છું. "

"હું શય્યામાંથી જાગૃત થયો અને મારાથી કંઈક દૂર ભિત્તિકા તરફ દિવ્યાકૃતિને સંબોધિ બોલ્યો "ભગવાન આપ કોણ છો? તે સત્વર જણાવો? આપના મુખ ઉપર જે તેજના અંબાર છે તે ઉપરથી આપ સાક્ષાત્ દિવ્ય સ્વરૂપ હશો એમ હું કલ્પી લઉં છું તો આપ કોણ છો તે કૃપા કરીને જણાવો?

દિવ્યાકૃતિએ કહ્યું "વત્સ, તેં મને ન ઓળખ્યો. તું જેનું સ્મરણ કરે છે તેજ હું તું કોનું સ્મરણ કરતો હતો

"હું તો કૃપાનિધિ, અખિલભૂમંડલાચાર્ય શ્રી વલ્લભાચાર્યજીનું સ્મરણ કરતો હતો"

"તો હું તેજ વલ્લભાચાર્ય છું." દિવ્યાકૃતિએ કહ્યું અને પૂછ્યું "તું શા માટે મારૂં સ્મરણ કરતો હતો?"

મેં ઉત્તર આપ્યો ભગવન્, આજે મેં મારી પડોશના કેટલાક વૈષ્ણવોને "પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે, દીન થઈ જાચું રે" એવું ભજન ગાતા સાંભળ્યા; પણ શા માટે તેઓ કર્મ, અગર જ્ઞાનની પ્રાપ્તિ કરવા ઈચ્છતા નથી અને પ્રેમરસની યાચના કરે છે તેનો હું બહુ વિચાર કર્યા કરતો હતો છતાં પણ સમજી શકયો નથી માટે જ મેં આપનું સ્મરણ કર્યું હતું.'

"ઠીક, વત્સ! હું આ વિષયની તારી શંકા દૂર કરીશ." દિવ્યાકૃતિએ અમૃતમય વાણીથી આશ્વાસન આપ્યું.

આ વખતે સાક્ષાત્ શ્રીમહાપ્રભુજીનાં દર્શન થતાં અને પરમ આહ્લાદ થયો. પછી મેં શ્રીમહાપ્રભુજીના સ્વરૂપચિન્તનના શ્લોકનો ઉચ્ચાર કર્યો—

सौन्दर्यं निजहृद्गतं प्रकटितं स्त्रीगूढभावात्मकं
पुंरूपञ्च पुनस्तदन्तर्गतं प्रावीविशत्स्वप्रिये ।

संश्लिष्टावुभयोर्बभौ रसमयः कृष्णोहि यत्साक्षिकं
रूपंतत्रितयात्मकं परमभिध्येयं सदा वल्लभम् ॥

પછી આપશ્રીએ કહ્યું. "વત્સ, તારી શંકા શી છે તે મેં જાણી છે, હું તારી આગળ તેનું સમાધાન કરૂં છું તે તું એક ચિત્તથી શ્રવણ કર. આ વિષય હું તને ટુંકમાં સમજાવી દઈશ. તેં એટલું તો સાંભળ્યું હશે કે, વેદમાં ત્રણ પ્રકારનાં મુખ્ય સાધનો છે. કર્મ, જ્ઞાન અને ભક્તિ. આ ત્રણ પ્રકારનાં સાધનો જુદા જુદા અધિકારવાળા જીવોને માટે છે. દુનિઆમાં બધા જીવોનો સરખો અધિકાર હોઇ શકે જ નહિ. આ લોકમાં ત્રણ પ્રકારના મુખ્ય જીવો છે. પ્રવાહી, મર્યાદા અને પુષ્ટિ. જે પ્રવાહી જીવો છે તે આસુરી પ્રકૃતિના છે. તેઓનું જીવન ઐહિક ભોગવિલાસમાં જ ગુંથાયેલું રહે છે. તેઓ ફક્ત પોતાનો સ્વાર્થ સાધવામાં જ તત્પર છે. વળી તેઓ સાધુપુરુષને પણ પીડે છે. સમાજમાં તેઓ અનેક પ્રકારની હાનિ કરી રહ્યા છે. આ જીવો તે અધમ કોટિના છે. તેઓ પોતાની દુષ્ટ ક્રિયાઓને લીધે આ જગતમાં વારંવાર જન્મ લે છે, પુનરાવૃત્તિ તો એમના ભાગ્યમાં હોય છે જ. બીજા પ્રકારના જીવો તે મર્યાદા જીવો છે. તેઓ સ્વાર્થી હોતા નથી. તેમનામાં દૈવીગુણો હોય છે. તેઓ વેદાદિશાસ્ત્રોને માને છે. આ મર્યાદા જીવો બે પ્રકારનાછે. એકપ્રકારના મર્યાદા જીવોની રુચિ કર્મપરત્વે હોય છે. તેઓ વેદોક્ત યજ્ઞ, યાગાદિકાર્યનું અનુષ્ઠાન આસક્તિ રહિત અન-

સ્થામાં કરે તો તેમને તેમના કર્મનું ફળ પરલોકમાં મળે છે. અર્થાત્ તેઓ સ્વર્ગને પ્રાપ્ત કરે છે. પણ આ ફળ જ્યાં સુધી તેમના સત્કર્મોનો સંચય હોય ત્યાં સુધી જ ટકે છે. તે સંચય પુરો થતાં પુનઃ તેમને સંસારમાં જન્મ લેવો પડે છે. ઉપર જણાવેલા પ્રવાહી જીવો કરતાં આ વધારે સારા હોય છે, બીજા પ્રકારની મર્યાદા જીવોને જ્ઞાન ઉપર રુચિ હોય છે. એમનો અખિલ વ્યવહાર જ્ઞાનની દૃષ્ટિએ ચલાવે છે. સર્વ કોઇને તે સમાન ગણે છે. તેમને કોઈ પ્રકારની સંસારની ભોગેચ્છા હોતી નથી. તેમને જ્ઞાનના ફળ તરીકે મોક્ષ મળે છે. પુષ્ટિ જીવો મર્યાદા કરતાં ઉચ્ચતર હોય છે. તેમને સ્વર્ગ તથા મોક્ષ ઈત્યાદિ માટેની પણ સ્પૃહા હોતી નથી. તેઓ ફક્ત પ્રભુના સુખનોજ વિચાર કરીને પોતાનું જીવન ભક્તિમય બનાવે છે. તે જીવોને ભજનાનન્દરૂપી ફળ મળે છે. જે મોક્ષ કરતાં પણ અધિક છે.

કર્મ, જ્ઞાન અને ભક્તિ એ પણ સાધનો આપણા શાસ્ત્રમાં કહ્યાં છે, તેમાં કર્મ કેવું છે તે હું તને પ્રથમ કહું છું તે સાંભળ.

૧. કર્મમાર્ગ હંમેશાં કલેશથી યુક્ત છે. કર્મના ફળની સિદ્ધિ થવા માટે શુદ્ધ અંતઃકરણથી તે કરવાં જોઈએ.

૨. કર્મ કરનાર યજમાન શુદ્ધ જોઈએ.

૩. કર્મ કરાવનાર હોતા શુદ્ધ જોઈએ.

૪. કર્મ કરવાને માટે ભૂમિ અગર દેશ પણ પવિત્ર જોઇએ.

૫. કાળ પણ પવિત્ર હોવો જોઈએ.

૬. જે દ્રવ્યથી કર્મ કરવામાં આવે છે તે પણ શુદ્ધ

રીતે પ્રાપ્ત કરેલું હોવું જોઈએ. જો આમાંનું એક
પણ શુદ્ધ ન હોય તો પછી કર્મનું ફળ થતું નથી.

કર્મ કરવામાં દરેક પ્રકારની સાવધાનતા રાખવી પડશે. रक्षन्तु ને બદલે भक्षन्तु શબ્દનો ઉચ્ચાર કરવામાં આવે તો તેથી પણ કર્મફળનો લોપ થાય છે. એટલું જ નહિ પણ ફળની વિપરીતતા કર્મ કરનારને અનુભવવી પડે છે.

વળી જ્ઞાનની સરખામણીમાં કર્મ હીન છે, કારણ કે ભગવદ્ગીતામાં ભગવાને કહ્યું છે " ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन । હે અર્જુન, જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરે છે." માટેજ આ ઘોર કળિયુગમાં પણ કર્મ સાધન તરીકે તુચ્છ છે.

કર્મ કરતાં જ્ઞાન કંઈક અધિક છે. કર્મમાં જો પુણ્યનો ક્ષય થાય તો કર્મ કરનારને સ્વર્ગમાંથી ભૂમિ ઉપર પડવું પડે છે, પણ જ્ઞાનીની ગતિ ઠેઠ મોક્ષ સુધી થાય છે. જ્ઞાની કર્મકર્તાના કરતાં ઉચ્ચ સ્થિતિવાળો છે. પણ જ્ઞાન માર્ગ ધારવા પ્રમાણે શુદ્ધ નથી. તેમાં ક્લેશ ઘણો રહેલો છે. વળી ક્લેશ કરવા છતાં તેનું ફળ મોક્ષ સુધી હોય છે આ મોક્ષનો અર્થ જ્ઞાનીઓ બ્રહ્મમાં લય થવું એવો કરે છે. વસ્તુતઃ વિચાર કરતાં બ્રહ્મમાં લય થવું એટલે આત્મહાનિ સિવાય બીજું કંઈ પણ નથી. જો આ રીતે જ્ઞાનનું ફળ આત્મહાનિ હોય તો પછી એ સાધનનું પણ એટલું બધું પ્રયોજન લાગતું નથી. માટે જ્ઞાન કરતાં ભક્તિનું સાધન ઉચ્ચ છે. ભગવદ્ગીતામાં ભક્તનો દરજ્જો જ્ઞાની કરતાં મોટો કહ્યો છે. ખરેખરો ભક્ત તે મોક્ષ ફળને ઇચ્છતો નથી. એ તો ફક્ત પ્રભુની સેવા

કેમ કરવી, તેમને કેમ સંતોષવા એજ વિચાર કરે છે. તે આત્મસુખ અને કલ્યાણની ઈચ્છા કરતો નથી.

પણ આ ભક્તિનો અર્થ શું તે તારે બરાબર સમજવું જોઈએ! મેં ભક્તિનો અર્થ મારા "અણુભાષ્ય" માં તથા "તત્ત્વદીપ નિબંધ"માં બરાબર સમજાવ્યો છે. **પ્રભુના માહાત્મ્યજ્ઞાનપૂર્વક, સર્વથી અધિક અને નિરુપધિ અને સુદૃઢ સ્નેહ તેનું નામ ભક્તિ છે.** શાણ્ડિલ્ય ભક્તિ સૂત્રોમાં સાપરાનુરક્તિરીશ્વરે એવું ભક્તિનું લક્ષણ કહ્યું છે અર્થાત્ ઈશ્વરમાં પરમ રતિ તેનું નામ ભક્તિ. આ જાતની ભક્તિ તે નવધા ભક્તિ અગર સાધનરૂપ ભક્તિ નથી, પણ તેથી અધિક છે. નવધા ભક્તિ શબ્દનો વ્યવહાર સામાન્ય રીતે સાધનભક્તિથી થાય છે, અને આ લક્ષણમાં કહેલી ભક્તિ સાધ્યરૂપે છે-ફલરૂપ છે પુષ્ટિ જીવો આ ભક્તિની જ વાંછના કરે છે. તેઓ નવધા ભક્તિની પણ સ્પૃહા કરતા નથી. પણ સાધ્યરૂપાભક્તિ સિદ્ધ થતાં પૂર્વે, નવધાભક્તિની શ્રેણી ભક્તને માટે આવશ્યક હોય છે, અને તેથી તેના પ્રતિ તેવા ભક્તોનો આદર હોય છે, પણ આ ભક્તિમાંથી સાધ્યરૂપા ભક્તિમાં ભક્તે પ્રવેશ કરવો જોઈએ એ ભક્તિના દ્વાર સુધીજ નવધાનો ઉપયોગ થાય છે, પણ સાધ્યરૂપા હાથમાં આવી એટલે નવધા આપોઆપ ખસી જાય છે. જેમ નાટકમાં એક દૃશ્ય પૂર્ણ થતાં તે પડદો ઉપડી જાય છે અને બીજો પડે છે, તેમ આ ભક્તના જીવનમાં નવધા ખસી જતાં નવોજ પલટો દેખાય છે. હવે તે પ્રભુ સિવાય કશું પણ દેખતો નથી તેની સર્વ ક્રિયાઓ પ્રભુમયજ હોય છે અને એ પ્રભુનો સાક્ષાત્કાર

કરવાને તે અત્યંત ઉત્સુક હોય છે. સાધ્યરૂપા ભક્તિનું બીજું નામ પ્રેમલક્ષણા છે. કેટલાક તેને નિર્ગુણાના નામથી પણ ઓળખે છે. આ પ્રેમની પણ દશ અવસ્થાઓ છે. રુચિ, સ્મૃતિ, અભિલાષા, ઉદ્વેગ, વ્યાધિ, પ્રલાપ, ઉન્માદ, જડતા, મૂર્છના, તન્મયતા. આ દશ અવસ્થાઓનો સમાવેશ સ્નેહ, આસક્તિ, વ્યસન અને તન્મયતામાં થાય છે. સ્નેહ એ બીજ છે. એ બીજ આસક્તિથી સિંચાય છે તથા દૃઢ થાય છે. તન્મયતામાં એ સ્નેહની પરાકાષ્ઠા હોય છે, એ અવસ્થામાં જ્યારે ભક્તનો પ્રેમ પહોંચે છે ત્યારે પ્રભુ સાક્ષાત્ પ્રકટ થઇને તેને દર્શન આપે છે. ભક્તને જ્યારે પ્રભુને માટેનો પ્રેમ થાય છે, ત્યારે પ્રથમ તેને પ્રભુનો વિયોગ થયેલો છે એ વાતનું સ્મરણ થાય છે, આ સ્મરણ થતાં પ્રભુ મને ક્યારે પ્રાપ્ત થશે એવો અભિલાષા તેના હૃદયમાં જન્મે છે, આ અભિલાષા પછીની અવસ્થામાં તેને ઉદ્વેગ ચિન્તા થાય છે. તે રાત દિવસ એમજ વિચાર કર્યા કરે છે કે "અહો પ્રભુ મને ક્યારે. મળશે" આ પ્રમાણે તેને ઉદ્વેગ રહ્યા કરે છે. ઉદ્વેગમાંથી તેને વ્યાધિ લાગુ પડે છે. પછીથી તે ગમે તેવો પ્રલાપ પણ કરે છે. પ્રલાપમાંથી ઉન્માદ લાગુ પડી જાય છે. આ અવસ્થામાં તે તદ્દન નિશ્ચેતન હોય છે. પછીથી તે મરણ-પ્રાય દશામાં હોય છે. આ છેલ્લી દશા તન્મયતાની હોય છે. ભક્તને આ દશામાં જોઈને પ્રભુ પોતે તેને દર્શન આપે છે. પ્રેમલક્ષણા ભક્તિ ફક્ત જેને સંસારના પદાર્થો ઉપરથી અનાસક્તિ થઈ હોય અને પૂર્ણ વૈરાગ્યવાળા હોય તેમનાથીજ થઈ છે. તે સિવાયના કોઈ પણ એનું ફળ ભોગવી શકતા નથી. વ્રજસીમન્તિ ગોપીજનોનેજ આ પરમ ફળનો સાક્ષા-

વળી મારા બીજા ભકતે પણ ગાયું છે—

ભજ સખી ભાવ ભાવિક દેવ;
કોટિ સાધન કરો કોઉ તોઉ ન માને સેવ.
ધૂમકેતુ કુમાર માગ્યો કૌન માર્ગ રીતિ;
પુરુષ તે ત્રિયભાવ ઉપજ્યો, સબે ઉલટી રીત.
બસન ભૂષન પલટ પહેરે, ભાવસોં સંજોય;
ઉલટ મુદ્રા દઇ અંકન, વર્ણ સૂધે હોય.
વેદવધિકો નેમ નાંહિ, પ્રીતકી પહીચાન;
વ્રજવધૂ વશ કિયે મોહન, સૂર ચતુર સુજાન.

હું ધારૂં છું કે વત્સ! હવે તું એ પ્રેમભકિત એટલે શું તે બરાબર સમજી શકયો હઇશ. તેં જે ભકત કવિના પદ્યમાં પ્રેમરસના પાનની યાચનાનું શ્રવણ કર્યું તે તો કોઇક વિરલાઓજ કરી શકે છે. હવે હું તને આ વિષય ઉપર વધારે કહેવા માગતો નથી. તને વિશેષ અપેક્ષા હોય તો મારા સુબોધિનીજી અહર્નિશ વાંચ અને મનન કર. આટલું કહીને તેઓ એકાએક અંતર્ધાન થઈ ગયા.

મેં એ દિવ્યમૂર્તિની આ અમૃતમય વાણીનું પાન કર્યું તેથી મારી જાતને ભાગ્યશાળી ગણવા લાગ્યો. હવે મારી સર્વ પ્રકારની શંકાઓ દૂર થઈ. "પ્રભુ પાઓ પ્રેમરસ પ્રાણઆધાર દીન થઈ જાચુંરે)" એ પંકિતનું રહસ્ય પણ સંપૂર્ણ સમજાયું, સાક્ષાત્ પ્રભુજ મને બોધ કરવાને માટે મારા શયનગૃહમાં પધારેલા એ વિચારથી મને અપૂર્વ આનંદ થયો. રાત ઘણી ગાઢી વધી હતી, તેથી તથા મારી ચિન્તાનો ભાર ઓછો થયેલો હોવાથી હું શય્યામાં પાછો ફર્યો અને થોડી ક્ષણોમાં ગાઢ નિદ્રામાં પડ્યો.

## ×ભક્ત કવિ શ્રી દયારામની ગરબીઓ.

**વામન** દ્વાદશીના દિવસે શ્રી દયારામભાઈની જયન્તિ દર વર્ષે ઉજવવામાં આવે છે. ગુજરાતી સાહિત્યમાં દયારામભાઈનું સ્થાન અદ્વિતીય છે. સાક્ષરવર્ય ન્હાનાલાલભાઇ દયારામને ગરબીઓના રાજા તરીકે ઓળખાવે છે કવિ નરસિહરાવે પણ તેમની ગરબીઓની સાહિત્યની દૃષ્ટિએ પ્રશંસા કરી હતી. એક જમાનો ગુજરાતમાં એવો હતો કે જે વખતે દયારામનું એકાદ પદ્ય કે ગરબી જો કોઈ ભક્ત ગાય અને કોઈ સુધારકના કાનમાં અથડાયું તો દયારામ ઉપર ગાળોનો વર્ષાદ તૂટી પડતો. તે સમયે સુધારક ટોળીએ દેશની સંસ્કૃતિ સામે જબ્બર કલહ આરંભ્યો હતો, અને તેના પરિણામે દયારામભાઈ માટે પણ, ગણાતા સાક્ષરોમાં ધિક્કાર જણાતો હતો. તે સમયને અત્યારે સંભળાવતાં લેખિની પણ કમ્પે છે, અને હૃદયમાંથી "હા ગુર્જરી! શું તેં તારા કવિવરોની રસપ્રસાદીની આટલી બધી અવગણના કરી?" એવો ઉંડો નિઃશ્વાસ નીકળે છે. એક સમય એવો હતો કે, અમદાવાદના પ્રેમાભાઈ હોલમાં

× વૈષ્ણવ ધર્મ પતાકા સં. ૧૯૮૨ ના ભાદ્રપદ અને આશ્વિન અંકોમાં પ્રકટ થયેલો લેખ.

તે કવિની છબી મૂકવામાં પણ અનેક અડચણો આવી હતી, પત્રકારોએ પણ ઘણોજ સંક્ષોભ ઉત્પન્ન કર્યો હતો. પણ અત્યારે તેજ સ્થાનમાં કવિવરની છબીને ઉચ્ચ પીઠાસન ઉપર પધરાવીને પુષ્પમાળાથી તેને અલંકૃત કરીને, તેમના ગુણાનુવાદ અનેક નરનારીની પ્રેક્ષકોની તથા સાક્ષરોની સન્નિધિમાં ગવાય છે. તથા તેમની ગરબીઓ વગેરેની સમાલોચના પણ કરવામાં આવે છે. શું એક વખત એવો નહોતો કે ગુજરાતના આગળ પડતા ગણાતા વિવેચકો તથા ટીકાકારોએ તે કવિના સ્થુલ તથા સૂક્ષ્મદેહને જર્જરિત કરવાને પ્રયત્ન કર્યો હતો? તે પ્રયત્નોનું શું પરિણામ આવ્યું? શું તે ટીકાકારોના આત્માઓ અત્યારે સ્વર્ગમાં તે માટે પશ્ચાત્તાપ નહિ કરતા હોય? નર્મદાશંકર કવિએ પણ અથાગ પરિશ્રમ કરીને કવિનાં કાવ્યોનો સંગ્રહ મુદ્રિત કર્યો છતાં તે કવિની કીર્તિ તેમનાથી સહન થઈ શકી નહિ તેથી તેમની સામે તેમણે પણ ધૂળ ઉડાડી. પણ તે ધૂળ ઉડી? તે તો જેમને ચક્ષુઓ છે તે જોઈ શકશે. આજે સુધારક સાક્ષરો પણ જે ભક્તકવિની વાણીની પ્રશંસા કરી રહ્યા છે, જેના શૃંગાર રસને પણ ઉત્તમ સાક્ષરો "મધુરરસ"થી ઓળખાવી રહ્યા છે, જેની ગરબીઓનો જોટો જગતના સાહિત્યમાં પણ શોધ્યો મળે તેમ નથી, તેવા કવિ ઉપર ધૂળ નાખવામાં આવે તો પણ તે પડે ખરી? હે આ ફાની દુનિઆથી દૂર બિરાજતા કવિના આત્મા! આ ભૂમિએ તને જેટલો અન્યાય કર્યો છે તેટલો બીજા કોઈને કર્યો નથી. જે ન્યાયથી તમારી કૃતિની આ ભૂમિએ પરીક્ષા કરી છે, તે ન્યાયથી તેમણે નરસિંહ તથા મીરાંને

અકલંકિત ઠેરવ્યા છે પણ સત્યનો આખરે વિજયજ થાય છે તે સૂત્રાનુસાર તમારો કીર્તિધ્વજ અત્યારે નિ:શંક ઉડી રહ્યો છે તે જાણીને આપના આત્માને કેટલી પ્રસન્નતા થતી હશે ! આપનાં પદના રસમાં મુગ્ધ બનેલા ભક્તોજ આપના શિષ્યો બનીને આપની આગળ શિર ઝુકાવે છે, એટલુંજ નહિ પણ સરસ્વતીના પૂજકો પણ વન્દે છે, અને તેથીજ આપના ટીકાકારોના અસહ્ય આક્ષેપોનો ઉત્તર દયારામ અને હાફિઝમાં એક સરસ્વતીના પૂજકે* સચોટ રીતે આપ્યો અને તેમાં તેમણે જણાવ્યું કે દયારામનાં કાવ્યોમાં વ્યાપેલી પ્રેમ-ભક્તિ તે માનુષિક નથી પણ દૈવી છે અને તેથી તે નિન્દનીય બનતી નથી. બીજા ભક્ત અને સરસ્વતીના ઉપાસક, સદ્‌ગત ગોવર્ધનરામે, પોતાના "દયારામનો અક્ષર દેહ" નામના પુસ્તકમાં તેમનાં કાવ્યોનો શો આશય છે, તેમાં આવતો રસનો વિષય કયો તે વિસ્તાર પૂર્વક સમજાવીને ટીકાકારોના મુખ બન્ધ કર્યા હતાં, ત્યારથી આપનો કીર્તિચંદ્ર દિવસે દિવસે વૃદ્ધિ પામતો જાય છે ગોવર્ધનરામભાઈ તો દયારામની વાણીમાં એટલા બધા આસક્ત થયા હતા કે તેમણે પોતાના સરસ્વતીચંદ્ર નામની મહાભારતસમ નવલકથામાં દયારામમાંથી ઘણાંજ અવતરણો લીધાં છે એટલુંજ નહિ પણ તેમાં વહેતી સૂક્ષ્મ પ્રીતિના ઝરણાના વહેનને પણ આ કવિના કાવ્યમાંથીજ એમાં ઉતાર્યું છે.

દયારામભાઈની ગરબીઓ વિષે સ્વમત ઉચ્ચારતા કવિ ન્હાનાલાલ નીચે પ્રમાણે કહે છે "ગુજરાતી સંસારમાં દયા-

* કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ. એલ. બી.

રામભાઈ ગરબીઓથી જીવે છે ને જીવશે. દયારામભાઇ ગુજરાતણની જીભે બેઠા છે, કંઠે ઠળ્યા છે, હૈયે ગુંજે છે."

ગ્રેની એક Elegyને ખાતર ઈંગ્લાંડની ગુણગ્રાહક સાક્ષરતા એને સંભારે છે, આપણી પાસે યે સંભરાવે છે. તો દયારામને આટઆટલી ગરબીઓ છતાં યે ગુજરાત વિસારશે?

ગ્રેની એક Elegyને છાબડે તોલે એવી દયારામભાઈની સો-સો ગરબીઓ તો છેજ.

જગતભરનાં સાહિત્યમાં–જગતભરના સંસારમાં, જગતનાં Lyricsમાં ગુજરાતની ગરબીઓનું–ગુજરાતના રાસનું સ્થાન એ અદ્‌ભુત છે, ને એ ગરબીઓના સમ્રાટ્–ગુજરાતના હૃદયરાજવી દયારામનું યે સ્થાન સદા અદ્‌ભુતજ છે.

ને ગુજરાતી સાહિત્યના ઇતિહાસની આંખડીએ નિહાળતાં Dayaram was the last of the Ancients, the close of a very venerable Epoch.

અને આથમતી વર્ષા, શરદની વર્ષા, સ્વાતિ નક્ષત્રની વર્ષા, શરદ પૂર્ણિમાની જતી જતી વર્ષા, મોતી વરસી જાય છે. એમ મધુરેણ સમાપયેત્ એ ન્યાયે, પ્રાચીન યુગની પૂર્ણાહુતિને સમાપ્તિરૂપ દયારામભાઈ રસનાં મોતીડાં વરસી ગયાં છે.

એમની એક એક ગરબી ગુજરાતનું મહામૂલું રસ મોતી છે.

વન્દના હો અમારી ગુજરાતના નરનારની, પરમ વન્દના હો પ્રાચીનતાના મોતી વર્ષન્તા એ છેલ્લા રસ મેઘને.*"

આ રીતે કવિશ્રી ન્હાનાલાલ દયારામભાઈની ગરબી-

* મહાકવિ ન્હાનાલાલ કૃત " દયારામ "

ઓની પ્રશસ્તિ કરી રહ્યા છે; તો તે દયારામભાઈની ગરબીઓમાં એવું શું રસ માધુર્ય છે તે હવે આપણે જોઇએ.

હવે આ કવિની ગરબીઓમાં નીતરતો ઉંડો અર્થ બોધ શો છે તે ગ્રહણ કરવાને પ્રથમ નીચેની ગરબી લઇએ.

*રાગ રામકળી

હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું,
વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું. હું શું જાણું જે૦ ૧
હું જાઉં જળ ભરવા ત્યાં પુંઠે પુંઠે આવે,
વગર બોલાવ્યો વ્હાલો બેડલું ચડાવે. હું શું જાણું જે૦ ૨
વઢું ને તરછોડું તો યે રીસ ન લાવે,
કાંઈ કાંઈ મીસે મારે ઘેર આવીને બોલાવે. હું શું જાણું જે૦ ૩
દૂરથી દેખીને મને દોડયો આવે દોટે,
પોતાની માળા ક્હાડી પહેરાવે મારી કોટે. હું શું જાણું જે૦ ૪
એકલડી દેખે ત્યાં મુને પાવલેરે લાગે,
રંક થઈને કાંઈ કાંઈ મારી પાસે માગે. હું શું જાણું જે૦ ૫
(મુને)જ્યાંત્યાં જાતી જાણે ત્યાંત્યાં એ આડો આવી ઢુંકે,
એની દયાનો પ્રીતમ મારી કેડ નવ; મૂકે. હું શું જાણું જે૦ ૬

આ ગરબી શૃંગાર રસની છે. વાંચકોએ જાણવું જોઇએ કે દયારામનો શૃંગાર રસ તે નવલકથામાં ચિતરાતો અગર રંગભૂમિના પટ ઉપર દેખાડાતો કામ નથી. આ રસ તે

* અમદાવાદના પ્રેમાભાઈ હોલમાં એક વખતે સાક્ષર ઓ ડાહ્યાભાઈ દેરાસરીએ આ ગરબી સ્ટેજપર સુમધુર સ્વરે ગાઈ સંભળાવી હતી તેમ તેના અર્થ પણ સમજાવ્યા હતા.

અલૌકિક વસ્તુ છે. શ્રુતિ કલાપમાં જે બ્રહ્મનું રસ રૂપે વર્ણન કર્યું છે; તેનુંજ વર્ણન દયારામની કવિત્વ શક્તિ ગાય છે, તે લૌકિક નાયક તથા નાયિકાના "રસ"ને રસ તરીકે પીછાનતી નથી. પરમાત્માનો રસ પ્રાકૃત પુરુષોના લક્ષ્યમાં શી રીતે આવે તે તરફ કવિનું ધ્યાન હોવાથી, તે રસ સ્વરૂપને રૂપકાત્મક શૈલીથી વર્ણ્યું છે, આ શૈલી અને પરિભાષા નહિ સમજનારા અલ્પ પુરુષો દયારામભાઈના શૃંગારરસને દૂષિત કરવા પ્રયત્ન કરે છે, પણ જેઓ દયારામના વિચારો–તેમની માનસ સમૃદ્ધિ તેમનાં સમસ્ત કાવ્યોમાંથી જાણતા થયા છે, તેઓ તો એમાં નિર્મળતાનીજ ઝાંખી કરે છે.

હવે પ્રસ્તુત ગરબીમાં દયારામભાઈનો વિષય અવલોકીએ.

અહિંઆં દયારામભાઈનું ભક્ત હૃદય રસાત્મક પ્રભુની સાથે રાસલીલાનો અનુભવ વર્ણે છે અહિંઆં ભક્ત હૃદય ગોપીભાવથી પોતાના રસાનુભવનું વર્ણન કરે છે. પુષ્ટિભક્તિની ઉચ્ચ ભૂમિકામાં જ્યારે ભક્ત હૃદય આરૂઢ થાય છે, ત્યારે ભક્ત પ્રભુના દર્શન માટે જેટલો ઉત્સુક છે, તેથી વિશેષ ભક્તદર્શનમાં પ્રભુની ઉત્સુકતા જણાય છે. આ ભક્ત હૃદયને તેવો અનુભવ હોવાથી તે કહે છે કે આજ તો પ્રભુનાં મને દર્શન થયાં પણ તે દર્શન જુદીજ જાતનાં હતાં. સામાન્ય દર્શનમાં તો ભક્તજ પ્રભુના મુખારવિન્દમાં બદ્ધદૃષ્ટિ જોઈ રહે છે, પણ અહિંઆં તો પ્રભુનેજ ભક્તમાં એટલી બધી આસક્તિ થઈ ગઇ છે કે તેના તરફ પોતે જોઈ રહે છે, અને તેટલાથી તેમને જાણે તૃપ્તિ ન થતી હોય, તેમ વારંવાર પ્રભુ ભક્તના મુખ તરફ દૃષ્ટિ નાખીને તેના રૂપને અવલોકે છે.

આ ભક્ત તેથી પ્રશ્ન કરે છે કે, મને કંઈ સમજણ પડતી નથી કે પ્રભુ શા માટે મારામાં આટલા બધા આસક્ત થયા હશે. ખરી રીતે તો મારી આસક્તિ પ્રભુના સ્વરૂપમાં થવી જોઈએ, પણ અહિંઆં તો તેથી ઉલટો ક્રમ હું જોઉં છું. ખરેખર આ સમયે પ્રભુનું મુખારવિંદ અત્યંત મધુર લાગે છે.

પ્રભુ મારા મુખ તરફ જોઈ રહે છે એટલુંજ નહિ પણ હું જ્યારે જળ ભરવાને જાઉં છું ત્યારે મારી પાછળ પાછળ આવે છે.

અહિંઆં જળ એટલે રસ-પ્રેમ ભક્તિ, ભક્ત જળ ભરવા જાય છે. અર્થાત્ પ્રેમ ભક્તિ આ દિશામાં સંચરે છે ત્યારથીજ પ્રભુ ભક્તને શોધતા ફરે છે, પ્રભુજ ભક્તને પ્રાપ્ત થવાને આમ પોતે ભક્ત પાસે આવે છે, અને તે ભક્તના જળના બેડાને-રસને રહેવાનું પાત્ર-હૃદય તેને આપ પોતે "ચઢાવે છે"-ટકાવી રાખે છે. જીવ પોતે પ્રભુ માટેનો પ્રેમ હૃદયમાં ટકાવી રાખવાને સમર્થ નથી, પ્રભુની સાહાયથીજ તે કરી શકે છે. ભક્તનાં સાધન પ્રેમ ભક્તિના માર્ગમાં તદ્દન નિરૂપયોગી છે. પોતાના વહાલા ભક્તની પ્રીતિ પોતામાં ટકી રહે માટે પ્રભુ જાતેજ તેની મદદે આવે છે, જો કે ભક્ત આ પ્રીતિ ટકાવી રાખવામાં-હૃદયમાં ધારણ કરવામાં પ્રભુની સહાયની અપેક્ષા કરતો નથી, કારણ કે તેટલી અપેક્ષા કરવામાં પ્રભુને શ્રમ પડે, છતાં પ્રભુ પોતેજ આવા ભક્તની સાહાયમાં આવે છે. આગળ કહે છે કે હું પ્રભુની સાથે વઢું અને તેમને તરછોડું તોય પણ તે મારી પાસે આવે છે. "અર્થાત્ જીવ પોતાના જીવ સ્વભાવથી પ્રભુની વિમુખ થઈ

જતો હોય તો પણ પ્રેમભક્તિ જેના હૃદયમાં સ્થિર થઇ છે તેવા ભક્તને પ્રભુ કદી પણ તરછોડતા નથી. તે જરૂરથી તેને સહાય આપે છે. ભક્તને કદાચ પ્રભુની વિસ્મૃતિ થઈ જાય, તેના ભાવમાં પરિવર્તન થવાનો સંભવ બને તો પણ પ્રભુ તેની ન્યૂનતા લક્ષ્યમાં લેતા નથી; તે ભક્ત તરફ દોડતા જાય છે અને તેને પોતાની પાસે ખેંચી લે છે. એટલુંજ નહિ પણ તે ભક્ત પ્રેમભક્તિમાં દૃઢ રહેનાર પોતાની માળા તેની કોટમાં પહેરાવે છે. આવા ભક્તની આગળ પ્રભુ કેવા રંક બની જાય છે તથા યાચકની માફક કેવી પોતાની દયા-મણી વૃત્તિ દેખાડે છે તે પછીની લીટીઓમાં વર્ણવે છે. એ ભગવાન્ પોતાના ભક્તને અન્ય વિષયો તરફ જવા દેતા નથી, પોતાના સિવાય બીજા કથામાં જો એનું ચિત્ત જાય તો તેમ કરતાં પ્રભુ તેને અટકાવે છે. અર્થાત્ પ્રેમભક્તિ સિદ્ધ જેને થઈ છે એવા ભક્તની પ્રીતિ ફક્ત પ્રભુ પ્રતિજ વહે છે. તે સિવાય અન્યત્ર વહેતી નથી, અને કદાચ જો તે પોતાની દિશા ચૂકે તો પ્રભુ તેના ઉપર દયા કરે છે અને તે ભક્તિને પોતાના તરફ ખેંચી લાવે છે.

આ રીતે પુષ્ટિભક્તિના આત્મા અનુગ્રહ ભક્તને કેવી રીતે પ્રાપ્ત કરે છે તેનું રૂપકાત્મક વર્ણન આ સુંદર ગરબીમાં દયારામભાઈએ કર્યું છે. ટુંકમાં "**नायमात्मा प्रवचनेनलभ्यो न मेधया न बहुना श्रुतेन**" આ શ્રુતિનું સ્વારસ્ય રૂપકાત્મક શૈલિમાં સુવર્ણવત્ ઓપતી આ ગરબીમાં કેવું હૃદયમંગળ બનાવ્યું છે!

કવિ એટલે ફક્ત ગમે તેવા અર્થવિહીન પ્રલાપો કરનાર

નહિ પણ એક દિવ્ય શક્તિ ધરાવતી પરમાત્માની વિભૂતિ છે. તેની કાવ્ય શક્તિને જીવ અને બ્રહ્મ, મનુષ્ય અને પરમાત્માનો સંબંધ દર્શાવી વ્યષ્ટિ જીવનના સંકુચિત ક્ષેત્રમાં સમષ્ટિના વિશાળ અને નિઃસીમ સ્થાનમાં સંચરવાનું છે. સંસારના વિષયપંકથી મલીન કાયા વાળાઓના કલંકો ધોઈને તેમને અલૌકિક રસથી ઉજ્વલ અને નિર્મળ કરવાનું છે અને અલૌકિક જીવનના દિવ્ય સન્દેશાઓ આપવાનું છે. માટેજ જૂના જમાનામાં કવિ એટલે ફક્ત Sayer કે Singer નહિ પણ Interpreter between man and god છે. દયારામ એ આવા પ્રકારના કવિ છે.

હવે આપણે એક બીજી ગરબી લઈએ. જેમાં કાવ્યશાસ્ત્ર પ્રમાણે ભોગપ્રધાન શૃંગારરસ માંહેની ગોપી હૃદયની લોલુપતા વર્ણવી છે.

આવોની માહરે ઘેર માણવા,
હોજીરાજ આવોની માહરે ઘેર માણવા;
પ્રેમરસ પ્યાલો તે પીવાને પાવા,
જોબન તૂરીને પર્ણવા. હોજીરાજ. ૧
પડતી રાતે પધારજો પ્રીતમ,
કોઈ નથી એહું જાણવા. હોજીરાજ. ૨
માહારા શેરીના છે સંત સાધુ,
પરની ન વાત એશે છણવા. હોજીરાજ. ૩
પ્રભાતે જાતે કોઈ પુછશે તો કહીશું,
તેડયાતા વલોણું તાણવા. હોજીરાજ. ૪

સર્વ તજે પણ સમો સંભાળે,
રસીયા તે પરમાણવા. હોજીરાજ. ૫
રાજની રૂપાળી છબે ચિત્ત મારૂં ચોર્યું,
સમરથ નથી વખાણવા. હોજીરાજ. ૬
ઘણા દીની આશા મારા મનમાં દયા પ્રભુ,
મ્હારે મહોલે એકવાર આણવા. હોજીરાજ. ૭

આ ગરબીમાં શૃંગારરસની ભાષા છે, પણ ભક્તિમાર્ગીય શૃંગારરસ કેવો છે તે લક્ષ્યમાં રાખવામાં આવે તો આ શૃંગાર વિકારજન્ય અગર કામરૂપ નથી. પરમાત્મા એ રસાત્મક આનંદઘન સ્વરૂપ છે. અને અમો તેના અંશરૂપ છીએ. તે જીવોને સ્વરૂપની વિસ્મૃતિ તથા દેહાધ્યાસાદિથી પોતાનો બ્રહ્મની સાથેનો સંબંધ શો છે તે અજ્ઞાત બન્યો છે. આથીજ તે અહંતામમતાત્મક સંસારના પંકમાં પડી રહીને પોતાને મલીન બતાવી રહ્યો છે, પણ જો તે પોતાનું સ્વરૂપ સમજીને તેને પુનઃ પ્રાપ્ત કરવાને પ્રભુના પ્રેમમાર્ગમાં સંચરે તો તેનો સંસાર દૂર થાય છે. આ ગરબીમાં પ્રભુના પ્રેમમાં મગ્ન બનેલા ભક્તહૃદયની રસમસ્તી છે. આ રસમસ્તીનું વર્ણન ઈતર શૃંગારની ભાષા જેવીજ પ્રાયઃ છે, પણ તે ભાષા કેવલ રૂપાત્મક સમજવાથી, આ વિષયની ભ્રાન્તિ દૂર છે.

અહિંઆં ભક્તહૃદય પ્રભુને રસમસ્તી માટે નિમંત્રણ કરે છે. તે પ્રભુને પોતાના મહોલે-હૃદયમંદિરમાં પધારવાને વિનતિ કરે છે. કારણ કે એકાન્તસ્થાન સિવાય અને પોતાના આવાસ સિવાય અન્યત્ર રસાસ્વાદ થઈ શકે નહિ, તેથી પોતાના હૃદયરૂપી મંદિરમાં પ્રભુને પધારવા વિનવે છે. તે કહે

છે "હે પ્રભુ એક વખત આપ મારા ઘેર-મ્હોલે-હૃદયમન્દિરમાં પધારો તો આપના રસને હું સમજતો થાઉં; માટે મારી આટલી વિનંતિ આપ સ્વીકારો આપ મારા હૃદયમંદિરમાં પધારો તો આપણે એક બીજાની સાથે માણીએ-રસની લ્હાણ લૂટીએ, અલૌકિક રસનો લ્હાવો લઈએ. તે લ્હાવો એકબીજાની સાથે મળીને અને કોઇપણ જાતના સંકોચ સિવાય એક બીજાનો સંબંધ ઓળખતા થઈએ; અને તે સંબંધ એ છે કે આપ અંશી છો અને હું અંશ છું. આ સંબન્ધનું યથાર્થજ્ઞાન તથા અનુભવ થવા માટે પ્રેમસ્વરૂપ આપે અવશ્ય હૃદયમાં પધારવું જોઈએ. આપ મારા હૃદયમંદિરમાં પધારો તો હું આપને પ્રેમરસ પાઉં અને આપ મને પાવ; અર્થાત્ આપણી વચ્ચે પ્રેમનો સંબન્ધ અત્યન્ત ગાઢ થાય. એટલુંજ નહિ, પણ આપના તરફની પ્રેમભક્તિને લીધે મારો આત્મા જેણે યુવાવસ્થા-નવીનાવસ્થા પ્રાપ્ત કરી છે-વિકસિત દશાને પહોંચ્યો છે. તેની ઉપર આપ ઘોડાની માફક સ્વારી કરો. તે આત્મા ઉપર આપનું આસન લો અને આપની ઇચ્છામાં આવે તે રીતે દોડાવો, ગતિ કરાવો, તેનું નિયમન કરો. આટલું કહીને આગળ કહે છે કેઃ ગમે તે સમયે આપ ન પધારશો કારણકે ગમે તે સમયે જો આપ પધારો તો આપણી પ્રીતિની ખબર બીજાઓને પડી જાય તો તે ઠીક નહિ; માટે રાત્રિના ટાઇમેજ પધારો. અર્થાત્ પ્રભુ માટેની પ્રીતિ તે ગુપ્ત રાખવી જોઈએ, તે બીજા કોઈને જણાવવી ન જોઈએ. રાત્રિનો સમય લૌકિક પુરુષોનો નિદ્રાનો કાળ ગણાય છે, પણ તે સમયે સાધુસંત પુરુષો જાગતા

હોય છે. તેથી કહે [redacted] કે જો રાત્રિના સમયે આપ પધારશો, તો બીજા કોઈ લૌકિક પુરુષો આપણો સંબંધ જાણવા નહિ પામે, કારણકે તેઓ તો મોહરૂપી નિદ્રામાં પડેલા હોય છે. જો કે સાધુસંત પુરુષો જાગતા હોય છે તોપણ તેઓ બીજાના કાર્યમાં માથું મારતા નથી, તેથી આપણી પ્રીતિને ગુપ્ત રાખવામાં કંઈ પણ હરકત નડશે નહિ. કદાચ સુહવાર થતાં આપ મંદિરમાંથી પાછા પધારતાં કોઈને જોવામાં આવે, અને તેથી કદાચ આપણી ગુપ્ત પ્રીતિ પ્રકટ થવાનો ભય રહે તો તે વખતે હું પૂરતી સાવચેતી રાખીશ અને તે પ્રીતિને કોઈ પણ મિષથી ગુપ્ત રાખીશ; કારણ કે રસમાર્ગમાં પ્રવર્તનારા રસિઆઓનો માર્ગ એ છે કે, તેમણે ગમે તે લોગે, અને ગમે તે હેતુથી પણ પ્રીતિને ગુપ્ત રાખવી જોઈએ, અને તેમાં માટેની પ્રીતિતો અવશ્ય ગુપ્તજ રાખવી. જો તે પ્રીતિને પ્રકટ કરવામાં આવે તો પછી તેની અંદર રહેલો આનંદ નષ્ટ થાય છે.

આ પ્રમાણે પરમાત્મા તરફ ભક્ત હૃદયની શુદ્ધ પ્રીતિનો પરમબોધ આ ગરબીમાં રહ્યો છે. પણ તેને કાવ્યના મર્મમાં પ્રવેશીને ઝીણી નજરથી જો જોઈએ તો જ તે આપણને સમજાય છે, અને તે બોધ હૃદયમાં પ્રવેશતાં કવિની ઉચ્ચ પ્રતિભાશક્તિને આપણે નમન કરીએ છીએ.

કાવ્યશાસ્ત્રમાં નવીન શોધ પ્રમાણે ધ્વનિ–વ્યંગ્યાર્થને કાવ્યનો આત્મા કહ્યો છે; અને તેથી જે કાવ્યમાં "ધ્વનિ" તત્ત્વ વિશેષ પ્રમાણમાં હોય તે ઉત્તમ કાવ્ય કહેવાય છે. આ દૃષ્ટિથી દયારામની ગરબીઓ ઉત્તમ પ્રકારની છે. કારણ કે

તેમાં નાયક અને નાયિકાની રસભાષાના અન્તરપટમાં સુવર્ણ-વત્ દેદીપ્યમાન પ્રભુપ્રેમનો ધ્વનિ અર્થ ઝળકી ઉઠે છે. આ દિવ્ય અલૌકિક અર્થરૂપી "ધ્વનિ"ની ઝાંખી થતાં આપણું હૃદય પણ તન્મનાટ કરે છે અને તે પરમ આહ્‌લાદમય લોકોત્તર રસ સરોવરમાં હીલોળવા માંડે છે. સૂર્યનો પ્રકાશ થતાં અંધકાર આપોઆપ દૂર થઈ જાય છે તેમ આ અલૌકિક રસરૂપી સુક્ષ્મધ્વની-અર્થ સ્ફુટ થતાં આપણા હૃદય પ્રદેશમાંથી અજ્ઞાન તથા માલિન્યરૂપી અંધકારનું નિવારણ થાય છે. સંસાર વાસનાનાં બન્ધનો એકાએક તૂટી જાય છે; આ પ્રમાણે હૃદય પલટો થતાંજ લોકોત્તર કવિઓના કાવ્યનો રમણીય અર્થ આપણે સમજતા થઈએ છીએ.



# ભક્તિ રસત્વવાદ

આ વિષય ઉપર દશદિગન્તવિજયી ગોસ્વામી શ્રી પુરુષોત્તમજીએ એક લેખ લખેલો છે અને તે વાદાવલીમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તે લેખનો મુખ્ય આશય એવું પ્રતિપાદન કરવાનો છે કે ભક્તિ એ રસ ગણાવો જોઈએ. આ વિષયમાં કાવ્યશાસ્ત્રીઓ તથા રસશાસ્ત્રીઓનો જૂદો મત છે. ભક્તિ સંપ્રદાયના આચાર્યોનું ,, જૂદા પ્રકારનું છે. તેમની દૃષ્ટિએ શ્રીપુરુષોત્તમજીએ આ લેખ યોજેલો છે. કાવ્ય કે નાટકમાં કોઈપણ અમુક પ્રકારનો અંગીરસ હોવો જોઈએ. તે ન હોય તો તે કાવ્ય કે નાટક ગણાય નહિ. વિશ્વનાથ કાવ્યનું લક્ષણ वाक्यं रसात्मकं એવું આપે છે. આ લક્ષણ નાટકને પણ લાગુ થાય છે. કાવ્ય શાસ્ત્રીઓના મતે નાટકમાં ૮ રસો હોય છે. શૃંગાર, હાસ્ય, કરુણ, વીર રૌદ્ર, બીભત્સ, અદ્ભુત, ભયાનક, તેમાં શાન્ત રસને બાકાત રાખવામાં આવ્યો છે. નાટકનું મુખ્ય પ્રયોજન આનંદ આપવાનો હોવાથી શાન્તરસને બાધક ગણવામાં આવ્યો છે. શાન્તરસ પ્રધાન નાટકની અસર સંસારના રાગદ્વેષોને શાન્ત કરીને વૈરાગ્ય ભાવનાનો પ્રબોધ કરવાનો છે. જો કે નાટકમાંથી શાન્તરસને બાકાત રાખવામાં

આવ્યો છે છતાં કાવ્યમાં તેને સ્થાન આપવામાં આવ્યું છે એટલે શાન્તરસ ભેગા લેતાં એકંદરે ૯ રસો હોય છે. આમાં રસની ગણનામાં ભક્તિનો સમાવેશ કરવામાં આવ્યો નથી; કારણ કે કાવ્યશાસ્ત્રીઓ માત્ર એટલુંજ કહે છે કે, જે રસનો સ્થાયી ભાવ રતિ હોય તે રસ શૃંગારરસજ કહી શકાય. અને આ રતિ તે લૈકિક નાયકની નાયિકા પ્રત્યેની હોવી જોઈએ નાયકની સ્વકીયા નાયિકા પ્રત્યેની રતિ તે શૃંગારરસ અન્યથા તે રસાભાસની સંજ્ઞાને પ્રાપ્ત કરે છે. નાયક અને નાયિકાની વચ્ચેના રતિ પ્રકાર સિવાય બીજા પણ રતિ પ્રકારો છે. જેમકે ભક્તની પ્રભુ પ્રત્યેની, પ્રજાની રાજા તરફની, પિતાની પુત્ર તરફની, ભાઈની બ્હેન તરફની ઈત્યાદિ. આ રતિના પ્રકારોને માટે 'રસ' સંજ્ઞા નહિ આપતાં 'ભાવ' નામ આપવામાં આવ્યું છે. મમ્મટ કાવ્યપ્રકાશમાં તેનું લક્ષણ આપતાં લખે છે કે "रतिर्देवादि विषयाभावः" દેવ વગેરેની તરફની રતિ તેનું નામ ભાવ. આ પ્રમાણે કાવ્યશાસ્ત્રીઓ ભક્તોના પ્રભુ પ્રત્યેના પ્રેમ-ભક્તિને 'ભાવ' તરીકે ઓળખે છે, રસ તરીકે નહિ. ભક્તિ સંપ્રદાયના આચાર્યો તેને રસ તરીકે ઓળખાવે છે, તેમનો કહેવાનો આશય એ છે કે, વસ્તુતઃ ભક્તિ અને શૃંગારરસનો ભેદ પાડવાની જરૂર નથી. કારણ કે ઉભયનો સ્થાયી ભાવ રતિ છે. એકમાં લૌકિક નાયક અને નાયિકાની રતિ છે, બીજામાં ભક્તની પ્રભુ પ્રત્યેની રતિ છે. વસ્તુતઃ ઉપરની રતિ એ નશ્વર હોવાથી એ સ્થાયીભાવ થવાને લાયક નથી. ભક્તિ એ અલૌકિક અને નશ્વર નહિ હોવાથી તેજ ખરેખર સ્થાયી ભાવ થઈ શકે. અને એવા પ્રકારની

# ભક્તિ રસત્વવાદ

આ વિષય ઉપર દશદિગન્તવિજયી ગોસ્વામી શ્રી પુરુષોત્તમજીએ એક લેખ લખેલો છે અને તે વાદાવલીમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તે લેખનો મુખ્ય આશય એવું પ્રતિપાદન કરવાનો છે કે ભક્તિ એ રસ ગણાવો જોઈએ. આ વિષયમાં કાવ્યશાસ્ત્રીઓ તથા રસશાસ્ત્રીઓનો જૂદો મત છે. ભક્તિ સંપ્રદાયના આચાર્યોનું મન્તવ્ય જૂદા પ્રકારનું છે. તેમની દૃષ્ટિએ શ્રીપુરુષોત્તમજીએ આ લેખ યોજેલો છે. કાવ્ય કે નાટકમાં કોઈપણ અમુક પ્રકારનો અંગીરસ હોવો જોઈએ તે ન હોય તો તે કાવ્ય કે નાટક ગણાય નહિ. વિશ્વનાથ કાવ્યનું લક્ષણ वाक्यं रसात्मकं એવું આપે છે. આ લક્ષણ નાટકને પણ લાગુ થાય છે. કાવ્ય શાસ્ત્રીઓના મતે નાટકમાં ૮ રસો હોય છે. શૃંગાર, હાસ્ય, કરુણ, વીર રૌદ્ર, બીભત્સ, અદ્‌ભુત, ભયાનક, તેમાં શાન્ત રસને બાકાત રાખવામાં આવ્યો છે. નાટકનું મુખ્ય પ્રયોજન આનંદ આપવાનો હોવાથી શાન્તરસને બાધક ગણવામાં આવ્યો છે. શાન્તરસ પ્રધાન નાટકની અસર સંસારના રાગદ્વેષોને શાન્ત કરીને વૈરાગ્ય ભાવનાનો પ્રબોધ કરવાનો છે. જો કે નાટકમાંથી શાન્તરસને બાકાત રાખવામાં

અદ્ભુત અને ભયાનક, આ દરેક રસના સ્થાયીભાવ રતિ, ઉત્સાહ, શોક, ક્રોધ, જુગુપ્સા, વિસ્મય અને ભીતિ એ પ્રમાણે છે જ્યારે વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવથી હૃદયગત આ સ્થાયી ભાવની અહિં પ્રતીતિ થાય છે ત્યારે તે સ્થાયી ભાવના અધિકરણ રૂપ રસની નિષ્પત્તિ થાય છે. પણ અહિંઆ માત્ર આજ રસને ગણાવ્યા છે તેમા ભક્તિરસને સ્થાન આપવામા આવ્યું નથી વળી મમ્મટ વગેરે આલંકારિકો રસનો સ્વીકાર કાવ્યમા કરે છે પણ તેમણે કાવ્યને માટે આઠને બદલે નવ રસો ગણ્યા છે ઉપરના આઠ રસમા શાન્તરસ ઉમેરે છે સરસ્વતીકણ્ઠાભરણમા ભોજરાજ બાર રસો ગણાવે છે, તેમા વાત્સલ્ય વગેરે ઉમેરે છે, પણ ભક્તિરસ ગણવામા આવતો નથી આ આલંકારિકોના મતે ભક્તિ તે ભાવ ગણાવે છે નાયકનાયિકાની રતિ સિવાય જે કઈ રતિ હોય, દાખલા તરિકે દેવ પ્રતિ, ગુરુ પ્રતિ, મુનિ પ્રતિ, પિતા પ્રતિ વગેરે તેને રસનુ સ્વરૂપ નહિં આપતા ભાવ કહેવામા આવે છે તો પછી ભક્તિને રસ શી રીતે કહેવાય ? નાયક રૂપી આલંબન વિભાવ, ઉદ્યાન ચન્દ્રદર્શન આદિ ઉદ્દીપન વિભાવથી હૃદયમા પ્રકટ થયેલો રતિ આદિ સ્થાયી ભાવ, અશ્રુપાત, પ્રકમ્પ આદિ અનુભાવ ( સાત્વિક ભાવ )થી તથા નિર્વેદ, ગ્લાનિ, લજ્જા વગેરે વ્યભિચારી (સચારી) ભાવોથી શૃગાર આદિ રસની નિષ્પત્તિ થાય છે રસની નિષ્પત્તિમા વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવો જોઇએ આ સર્વના સાહચર્યથી હૃદયાન્તર્વર્તી સ્થાયી ભાવ રસના સ્વરૂપમા બહાર પ્રકટ થાય છે જો ભક્તિને રસ ગણવામા આવે તો તેનો પણ સ્થાયી ભાવ કોઈ પણ હોવો જોઈએ

જેમ ભયાનક રસનો સ્થાયિભાવ છે તેમ ગોપિકાઓના કામનો રતિ નામના શૃંગાર રસના સ્થાયિભાવમાં અન્તર્ભાવ કર્યો છે. જેમ ભય એ ભયાનક રસનો સ્થાયી ભાવ છે. તેમ ગોપીજનોનો કામ તે વસ્તુતઃ રતિ હોવાથી શૃંગારરસનો સ્થાયી ભાવ છે. આવા પ્રકારની રતિ સેવાનો જે કોઈ સ્નેહ હોય તે रतिर्देवादिविषया भाव इत्यभिधीयते એ લક્ષણ અનુસાર ભાવ કહેવાય છે. આથી ભક્તિનો અન્તર્ભાવ તો ભાવમાંજ ગણાશે. માટે ભરતાદિ પ્રણીત નાટયશાસ્ત્રમાં શૃંગાર વગેરે આઠ રસોનું જ નિરૂપણ કર્યું છે. શાન્તરસનો અંગીકાર કરવામાં આવે તો નવ રસો છે; અને દ્વાદશરસ કહેનાર ભોજરાજના મતમાં પણ ભક્તિરસની ગણના કરી નથી. માટે રસશાસ્ત્રમાં અગર અલંકાર શાસ્ત્રમાં જેટલા પ્રસિદ્ધ રીતે વર્ણવ્યા છે તેટલાજ સ્વીકારવા જોઈએ. ૮-૯ કે ૧૨ રસો છે તેમનાં મતમાં ભક્તિને રસ કહેલો નથી. તો શા માટે તમે ભક્તિ રસ છે એવો વાદ કરો છો?

## દલીલ. ૧ ભક્તિનું શ્રવણ વેદમાં છે.

ગોપાલતાપનીય ઉપનિષદ્‌માં ભક્તિનું શ્રવણ થાય છે. भक्तिरस्य भजनं तदिहामुत्र फलभोगनैराश्येनास्मिन्मनः कल्पनम् ભક્તિ એટલે ભગવાનનું ભજન જેમાં આ લોકના તથા પરલોકના ફલ ભોગની અપેક્ષા સિવાય મનની કલ્પના થાય છે. આ મનઃ કલ્પના કેવી હોવી જોઈએ એમ કોઈ ને જીજ્ઞાસા થાય તો નારદપંચરાત્રમાં તેનો નિષ્કર્ષ દર્શાવ્યો છે. ત્યાં કહે છે. " माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः स्नेहो भक्तिरिति प्रोक्तस्तथा मुक्तिर्न चान्यथा ॥ ભગવાનના માહાત્મ્યજ્ઞાનપૂર્વક

સુદૃઢ અને સર્વથી અધિક સ્નેહ તેનું નામ ભક્તિ છે. આવી ભક્તિથીજ મોક્ષ મળે છે અન્યથા નહિ તેમજ શાણ્ડિલ્ય સૂત્રમાં પણ " अथातो भक्तिजिज्ञासा " એવી પ્રતિજ્ઞા કરીને सा परानुरक्तिरीश्वरे (ઈશ્વરનામાં પરમ સતત રતિ) એવું ભક્તિનું લક્ષણ આપ્યું છે. અહિંઆં જે અનુરક્તિપદ છે તેનું નામ સ્નેહજ છે. જે સ્નિગ્ધ હોય તેજ અનુરક્ત હોય છે એવો પ્રયોગ જોવામાં આવે છે. સ્નેહ એ ઈચ્છાનો પ્રકાર નથી

સુખવિષયિણી ઈચ્છા તે સ્નેહ છે એમ પણ કહી શકાશે નહિ. એમ કહેવાથી સ્વર્ગની કામનામાં તેવો પ્રસંગ આવી જશે. જે સુખનો વિષય છે તે સ્નેહનો વિષય થાય છે માટે ત્યાં ભક્તિ છે એમ કહી શકાશે નહિ જો એમ હોય તો સ્વર્ગના સુખની કામનામાં પણ તેના અસ્તિત્વનો સંભવ રહેશે. પુત્રાદિ વિષયક જે સ્નેહ છે તેમાં ઇચ્છાનો અભાવ છે. પુત્ર વગેરે તરફ પિતા સ્નેહ રાખે છે, તે કોઈ ઈચ્છાથી પ્રેરાઈને રાખે છે એવું નથી પણ સ્નેહ સ્વાભાવિક છે. તમે કહો છો કે સ્નેહ તે ઈચ્છાનોજ વિષય હોવો જોઈએ, આમ જો મનાવવાને આગ્રહ કરવામાં આવે તો પછી પુત્રાદિના સ્નેહમાં ઈચ્છા છેજ નહિ તો તેથી તે સ્નેહજ બનશે નહિ. કદી એમ કહેવામાં આવે કે જે ઈપ્યમાણ વસ્તુ છે તે સ્નેહનો વિષય છે, તો તે પણ સત્ય નથી. સ્વર્ગ તથા શત્રુનો ઘાત એ ઇચ્છાના વિષય થાય છે. માણસોને સ્વર્ગની પ્રાપ્તિ કરવાની તથા શત્રુનો ઘાત કરવાની ઈચ્છા થાય છે. અહિંઆં આ ઈચ્છાના વિષય છે તો શા માટે તેમને સ્નેહના રૂપ ગણવાં ન જોઈએ ? સ્વર્ગની ઈચ્છા તથા શત્રુના હનનની

ઈચ્છામાં સ્નેહપદનો પ્રયોગ કર્યો હોય એવું કદી પણ જોવામાં આવ્યું નથી. "હું સ્નેહ કરૂં છું, અનુરઞ્જન પામું છું, અને હું ઈચ્છા કરતો નથી એમાં વિરુદ્ધ અનુવ્યવસાય છે. તેજ રીતે આરાધ્ય જ્ઞાન તેમજ જ્ઞાન સિવાય અન્ય કોઈ આ સ્નેહ નથી. તેમ તે કોઈ પણ પ્રકારનો યત્ન અગર ક્રિયારૂપ નથી. અનુકૂલ બુદ્ધિથી તે વેદ્ય હોવાથી દ્વેષાદિ પણ નથી. તે સવિષયક છે તેથી તે લૌકિક સુખરૂપ પણ નથી. તે પ્રત્યક્ષ હોવાથી અદૃષ્ટરૂપ પણ નથી.

## સ્નેહ એ મનનો વિલક્ષણ ધર્મ છે, અને તે સ્થાયી છે.

આ સ્નેહ તે મનનો ધર્મ છે એમ નિશ્ચય થાય છે. પણ આ ધર્મ ક્ષણિક નથી પણ સ્થાયી છે. જો તે ક્ષણિક ધર્મ હોય તો પછી સ્થાયીભાવ બની શકે નહિ. એક વખત સ્નેહ થયા પછીથી પણ અન્ય કાળમાં તેના કાર્યનું દર્શન થાય છે. આ સ્નેહના વિષયના સંસ્કારમાં પ્રમાણનો અભાવ છે. એ સ્થાયી છે માટેજ કાવ્યાદિમાં પણ કહ્યું છે કે "જેના આવિર્ભાવની બાબતમાં અલ્પ પણ હેતુ ગણવામાં આવતો નથી (અર્થાત્ કોઈપણ કારણથી સ્નેહની નિષ્પત્તિ નથી) કોઈ પણ અપરાધ પડે તેથી તેની ક્ષતિ થતી નથી વગેરે" આ ઉપરથી સિદ્ધ થાય [redacted] કે સ્નેહ હમેશાં એવોને એવો રહે છે. તેની નિત્યતામાં કોઈ પણ પ્રકારનો બાધ આવતો નથી માટે તે સ્થાયી છે.

આ રીતે સ્નેહ સ્થાયી છે એમ સિદ્ધ થયું. માને પુત્રનાં દર્શન વગેરેથી એ સ્નેહની અભિવ્યક્તિ થાય છે,

તથા તેનો ઉત્કર્ષ થાય છે, માટે ત્યાં તેનું રસત્વ ઘટે છે, માટેજ તેના સ્મરણાદિથી દુધ ઝરે છે, એટલુંજ નહિ પણ યથાસંભવિત સર્વ વ્યભિચારી ભાવોનો ( હર્ષ,ઇત્યાદિ સંચારી ભાવોનો ) અનુભવ થાય છે. માટેજ, શ્રી મહદ્ભાગ-મનમાં કહ્યું છે કે यशोदाऽऽकर्ण्य नामानि कृष्णस्याऽऽचरितानि च शृणन्त्यश्रूणि वात्साक्षीरस्नेहस्नुतपयोधरा ॥ યશોદા કૃષ્ણનાં નામ તથા ચરિતનું શ્રવણ કરીને સાંભળતાં સાંભળતાં અશ્રુપાત કર્યો અને તેમના સ્તનમાંથી દુધ સ્ત્રવ્યું. આજ પ્રકાર પિતાના, મિત્રના તથા બંધુ તરફના સ્નેહમાં હોય છે, માટે શ્રીનન્દ વગેરેના વચનો તેવાં છે, શૌનકનાં પણ વચનોમાં સ્નેહના વ્યભિચારી ભાવ છે. “तदश्मसारं हृदयं बतेदं હરિનાં નામનું ગ્રહણ કરતાં હૃદયમાં વિકાર થતો નથી. જુદા જુદા ભાવો ઉત્પન્ન થતા નથી તે હૃદય પત્થર તુલ્ય છે એમ આમાં સ્પષ્ટ કહ્યું છે.

ભક્તિ રસ છે એમ મુક્ત કણ્ઠે કહેલું છે.

निगमकल्पतरोर्गलितं फलं शुकमुखादमृतद्रवसंयुतम् ।
पिवत भागवतं रसमालयं मुहुरहो रसिका भुवि भावुकाः ॥

આમાં કહે છે કે, વેદ રૂપી કલ્પતરૂનું ભાગવત એ શુક મુખમાંથી નીચે પડેલું અમૃતરસથી યુક્ત ફલ છે આ ભાગવત રૂપી રસ જેનાથી મોક્ષ તુચ્છ છે તેનું સતત પાન રસિકોએ કરવું જોઈએ. ભાગવતમાં જે રસ છે તે ભક્તિરસ છે.

अस्यां वै श्रूयमायाणां कृष्णे परमपुरुषे ।
भक्तिरुत्पद्यते पुंसः शोकमोहतमोपहा ॥

આ ઉપરથી પણ જણાય છે કે જે ભાગવત રસનું

પ્રતિપાદન કરવામાં આવ્યું છે તે વસ્તુતઃ ભક્તિરૂપ છે. માટેજ શૃંગાર રસથી તે ભિન્ન છે એમ રસિક ભક્તો તેનો અનુભવ કરે છે.

## શૃંગાર રસથી ભક્તિરસની ભિન્નતા.

શૃંગારની સંયોગ અને વિપ્રયોગ એમ બે અવસ્થાઓ છે. એવું જે કહેવામાં આવે છે તે યોગ્ય નથી. વિચાર કરતાં જણાશે કે શૃંગારનાજ આવા ભેદ પાડવા તે અરમણીય છે. કારણ કે માતા વગેરેના સ્નેહમાં પણ સંયોગ સુખ તથા વિપ્રયોગના ભાવ છે. માટે વસ્તુતઃ જે શૃંગારરસના ભેદ ગણાય છે તે સ્નેહનાજ ભેદ છે. વળી શૃંગારી રસનો સ્થાયી-ભાવ રતિ તે પણ એક પ્રકારનો સ્નેહ છે. આમ હોવાથી કેવલ શૃંગારજ રસ નથી. નાયિકાની નાયક પ્રતિ અને નાયકની નાયિકા પ્રતિનો રતિરૂપ સ્નેહ તે શૃંગાર છે. તેમજ માતા આદિની પુત્ર વગેરેમાં અને પુત્રાદિની માતાં વગેરેમાં જે રતિ તે કેવલ સ્નેહરસ છે. ભગવદ્વિષયક નિરુપાધિકા જે રતિ છે તે પણ બે પ્રકારની છે. તો પણ અલૌકિક તરીકે તે મુખ્ય રસ છે. "रसो वै सः" એ શ્રુતિથી ભગવાન રસરૂપ છે. લૌકિકરસ તો ઉપાધિથી જન્ય હોવાથી તે રસ નથી પણ રસાભાસ છે. આથી ભક્તિરસ અન્ય રસોથી ભિન્ન છે. શ્રવણાદિ નવધા ભક્તિથી પરાભક્તિ ઉત્પન્ન થાય છે, માટે તેની સાથે પરાભક્તિનો સંબંધ યોગથી છે. લાક્ષણિક છે. આ વિષયમાં કોઈપણ શંકા નથી.

---

# શાણ્ડિલ્ય ભક્તિ સૂત્રો

વેદોક્ત ધર્મ અગર સનાતન ધર્મના સિંહાસનના પાયા કર્મ, બેઠકનો ભાગ જ્ઞાન, અને ઉપરિતન અગર છત્ર વિભાગ ભક્તિ છે. કર્મ અને જ્ઞાન માટે વિપુલ સાહિત્ય મળી આવે છે. ભક્તિના સાહિત્યમાં પુરાણો તથા ભક્ત કવિઓની વાણીનો સમાવેશ થાય છે. છતાં ભક્તિનું શાસ્ત્રીય રીતે નિરૂપણ કરનાર પ્રાચીન ગ્રંથોમાં શાણ્ડિલ્યનું 'ભક્તિ સૂત્ર' અને નારદનું 'ભક્તિ સૂત્ર' ગણાય છે. નારદનાં સૂત્રોનું અંગ્રેજી ભાષાન્તર મી. ઈ. ટી. સ્ટર્ડીએ સ્વામી વિવેકાનંદની સહાયતાથી કર્યું છે, અને શાણ્ડિલ્ય ભક્તિસૂત્રોનું શ્રી જદુનાથ મજમુદારે કર્યું છે, અને તે બંગાલમાં જેસોરમાં આવેલી હિન્દુ પત્રિકા ઓફિસ તરફથી ઇ. સ. ૧૮૯૮ માં પ્રકટ થયું છે. ડૉ. બેલેન્ટાઈને ઇ. સ. ૧૮૬૧માં બીબ્લીઓથીકા ઈન્ડીકામાં તેને છપાવ્યું છે. શાણ્ડિલ્યની સરણી અદ્વૈત અનુસાર છે, જો કે ભક્તની અમુક કક્ષાએ દ્વૈતની જરૂર તે જણાવે છે. નારદભક્તિ સૂત્રમાં દ્વૈતવાદની સરણી સ્વીકારાઈ છે. શાણ્ડિલ્યના ભક્તિ સૂત્ર ઉપર સ્વપ્નેશ્વરનું ભાષ્ય

પણ છે. શ્રી વલ્લભ સંપ્રદાય તરફથી પણ આ ભાષ્યની એક આવૃત્તિ વૈષ્ણવ પરિષદ્ તરફથી બહાર પાડવામાં આવી છે, તેમાં મુરલીધરદાસની એક ટીકા પણ છે. શાણ્ડિલ્ય ભક્તિ સૂત્રોમાં એકંદરે ૯૯ સૂત્રો છે. તે સૂત્રો ત્રણ અધ્યાયમાં વહેંચવામાં આવ્યાં છે. દરેક અધ્યાયના બબ્બે આહ્નિકો કર્યા છે. કુલ્લે ત્રણ અધ્યાય અને છ આહ્નિકો છે. દરેક આહ્નિકમાં સૂત્રની સંખ્યા નીચે પ્રમાણે છે.

| અધ્યાય | આહ્નિક | સૂત્ર સંખ્યા | |
|---|---|---|---|
| ૧ | ૧ | ૯ | કુલ ૯૯ |
| | ૨ | ૧૭ | |
| ૨ | ૧ | ૨૯ | |
| | ૨ | ૨૮ | |
| ૩ | ૧ | ૮ | |
| | ૨ | ૮ | |

નારદ ભક્તિસૂત્રમાં એકંદરે ૮૪ સૂત્રો છે. શાણ્ડિલ્ય અને નારદ ભક્તિ સૂત્રો ભગવદ્‌ગીતાના સારરૂપ છે, એટલુંજ નહિ પણ કેટલેક સ્થળે ગીતાનો ઉલ્લેખ પણ કરવામાં આવ્યો છે. આથી આ ઉભય ભગવદ્‌ગીતાના પછીના કાળમાં રચાયાં હશે, એવું અનુમાન આપણે કરી શકીએ છીએ. શાણ્ડિલ્ય એજ ભક્તિ સૂત્રોના રચનાર છે. તેનો પુરાવો આપણને નારદ ભક્તિ સૂત્રના ૧૮મા સૂત્રમાંથી મળી આવે છે. ત્યાં કેટલાક ભક્ત્યાચાર્યનાં નામ આપ્યાં છે, એમાં શાણ્ડિલ્યનું પણ નામ છે. શાણ્ડિલ્ય પણ સપકાન્ત ભાવ ગીતાર્થ પ્રત્યભિજ્ઞાનાત્ એ સૂ૦ ૨૩માં ગીતા શબ્દનો ઉલ્લેખ કરે છે, તેથી શાણ્ડિલ્ય ગીતાના પછી છે, તે નિર્વિવાદ છે. અર્થાત કાલનિર્ણયના ક્રમ પ્રમાણે આપણે ગીતાને પ્રથમ

મૂકીશું, શાણ્ડિલ્ય સૂત્ર ત્યારપછી અને નારદસૂત્ર ત્યારપછી આ લેખમાં એ બન્ને ભક્તિ સૂત્રોને પરસ્પર સરખાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. બન્નેમાં લગભગ એકજ પ્રકારના વિચાર છે. છતાં તેના વિષય પ્રતિપાદન કરવામાં કાંઇક ફેર જોવામાં આવે છે. મૂળ સૂત્રો અહિં આપવામાં આવ્યાં નથી. પણ દરેક સૂત્રમાં સૂત્રકારે કયો આશય પ્રગટ કર્યો છે, તેજ અહિંયાં માત્ર જણાવવામાં આવ્યું છે. આ બન્ને સૂત્ર સાહિત્યની પાછલા કાળમાં ભક્તિ સંપ્રદાય ઉપર ઘણીજ અસર થઈ હતી, તેની ના કહી શકાશે નહિ. આ બન્ને ભક્તિ સૂત્રોના વિચારો ગીતાની સાથે આપણે સરખાવી શકીએ છીએ, પણ તેમ કરવા જતાં લેખ ઘણો મોટો થઇ જાય, માટે તે લોભ અહિંયાં દૂર રાખવો પડયો છે. અલ્બત કર્મ (ધર્મ) સૂત્રો અગર બ્રહ્મસૂત્રોની માફક આ ભક્તિ સૂત્રો ઉપર આચાર્યોએ મોટાં ભાષ્યો રચ્યાં નથી. તેથી કાંઈ તેમની મહત્તા ઓછી થતી નથી. કર્મસૂત્રો અને બ્રહ્મસૂત્રોમાં તો ભાષ્યકારોની દૃષ્ટિએ અનેક વિવાદાસ્પદ પ્રશ્નો તેમાં હતા તેથી તે પ્રશ્નો વિષે તેમનું શું મંતવ્ય છે, તે તેમને જણાવવાની જરૂર હતી. પણ આ સૂત્રોમાં તો કોઇ વિવાદાસ્પદ બાબત ચર્ચેલી નથી, ફક્ત ભક્તિ એટલે શું ? તે કોના તરફ હોવી જોઈએ ? ભક્તનું જીવન આ દુનિયામાં કેવા પ્રકારનું હોવું જોઈએ ? ભક્તિ શા માટે કર્મ તથા જ્ઞાન કરતાં ચઢિયાતી, વિગેરે બાબતોનેજ આમાં જણાવેલી છે આ બાબતો સરળ હોવાથી, તેને સમજાવવાને મોટાં ભાષ્યોની જરૂર નથી.

અહિંઆં એટલું જણાવવાની જરૂર છે કે શાણ્ડિલ્ય

ભક્તિસૂત્રોનો સાર આપતી વખતે, તેમને અધ્યાય, આહ્નિક અને સૂત્રના ક્રમમાં ગોઠવ્યાં છે. જ્યાં નવું આહ્નિક શરૂ થાય છે, ત્યાં સૂત્રનો આરંભ નવેસરનો મૂકાયો છે; નારદ ભક્તિસૂત્રમાં પહેલેથી તે છેલ્લાં સૂત્ર સુધી મૂળનો ક્રમજ રાખ્યો છે.

શાણ્ડિલ્ય ભક્તિ સૂત્રો—સૂ૦ ૧ આ સૂત્રમાં શાણ્ડિલ્ય ભક્તિની જીજ્ઞાસા જણાવે છે. સૂત્રમાં अथ શબ્દનો અર્થ 'ત્યાર પછી' છે. એટલે ભગવાનનું માહાત્મ્ય—જ્ઞાન દર્શાવનાર શ્રીમદ્ વેદવ્યાસકૃત બ્રહ્મસૂત્રના અર્થનું નિશ્ચિત જ્ઞાન થયા પછી અને 'અત:' એટલા માટે અર્થાત્ ભગવત્પ્રાપ્તિમાં ભક્તિ—યોગ એજ મુખ્ય સાધન છે એમ હોવાથી ભક્તિ વિષેની જીજ્ઞાસા—ભક્તિ સ્વરૂપનો વિચાર કરવો જોઈએ. સૂ. ૨ ભક્તિની વ્યાખ્યા આપી છે. '**सा परानुरक्तिरीश्वरे** ઈશ્વરમાં 'પરા અનુરક્તિ' તેનું નામ ભક્તિ. परा એટલે સર્વોત્કૃષ્ટા. તેનાથી બીજી કોઈ પણ પ્રીતિ અધિક નહિ તે; અને અનુરક્તિ એટલે અનુરાગ. કેવળ રાગ નહિ પણ 'અનુરાગ.' આથી પ્રેમની સર્વોત્કૃષ્ટતા તથા તેનું સાતત્ય જણાવ્યું છે. અર્થાત્ પ્રભુ માટેનો પ્રેમ ક્ષણ માટે પણ ખણ્ડિત ન હોવો જોઈ એ. સૂ. ૩ ભક્તિનું ફળ મુક્તિ—અમરતા—અહિંયાં જણાવે છે. સૂ. ૪ અહિંયાં અને પછીનાં સૂત્રોમાં બ્રહ્મજ્ઞાન અને ભક્તિ એક નથી, પણ જુદાં છે, એમ જણાવ્યું છે, સૂ૦ ૫ ભક્તિથી જ્ઞાનનો અંત આવે છે, માટે ભક્તિ જ્ઞાનથી ભિન્ન છે. (**तयोपक्ष याच**) સૂ. ૬ ભક્તિ પ્રેમ દ્વેષને દૂર કરે છે પણ જ્ઞાન દૂર કરતું નથી, માટે તે બન્ને જૂદાં છે.

સૂ૦ ૭ પ્રેમની વૃદ્ધિ પ્રયત્નને અધીન નથી, જ્ઞાન પ્રાપ્તિ પ્રયત્નને અધીન છે, માટે પણ તે બન્ને ભિન્ન છે. સૂ૦ ૮ ભક્તિનું ફળ અનંત અને અવિનાશી છે. (अतएव फलानन्त्यम्) સૂ. ૯ 'बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते) એ વાકયથી પણ જણાવે છે કે જ્ઞાનીને પણ પ્રભુને શરણે જવું પડે છે. સૂ. ૧૦ પરમ ભક્તિની મુખ્યતા અને જ્ઞાન તથા યોગની સાથે સરખામણી ૧. ભક્તિ એ મુખ્ય છે ગૌણ નથી. ભગવાનના અનુગ્રહમાં તે કારણરૂપ છે. તેમાં આત્મદમન વિગેરેની જરૂર નથી. 'सा मुख्येतरापेक्षितत्वात्' ૨–૩ વેદ, શ્રીમદ્ ભાગવત વિગેરે પણ ભક્તિને મુખ્ય જણાવે છે. ૪. ભગવાન જેટલા ભક્તને સુલભ છે, તેટલા જ્ઞાનીઓને નથી. ૫ અહિંઆં ગોપીજનનું દૃષ્ટાંત આપે છે. તેમણે પ્રભુનો સાક્ષાત્કાર પ્રેમથી કર્યો હતો, જ્ઞાનથી નહિ. ૬–૮ "भक्त्या जानाति।" એવું ગીતાનું વચન ભક્તિ ને જ્ઞાનનું સાધન જણાવતું નથી. તે એટલુંજ જણાવે છે કે, ભગવાનના પ્રત્યક્ષ જ્ઞાન વડે જ્ઞાનથી પછી થનારી ઉત્કૃષ્ટ ભક્તિ પણ નિત્ય પ્રાપ્ત થાય છે. જ્ઞાન પછી પણ પરમ ભક્તિ પ્રાપ્ત થવાથીજ ભગવત્–પ્રાપ્તિરૂપ ફલની સિદ્ધિ થાય છે. ૯. ઈશ્વરની ભક્તિ એટલે ઈતર દેવો, ગુરૂ, દેશ, પિતા, રાજા વગેરે તરફની ભક્તિ નહિ. ૧૦ યોગ પણ ભક્તિથી જૂદો છે. ૧૧ સમાધિની સિદ્ધિ તે ભક્તિના ફલથી ગૌણ છે. ૧૨ પ્રેમ, રાગરૂપ હોવાથી તે યોગ નથી. જેમ ઉત્તમ પુરૂષનો સંગ ઇચ્છવા યોગ્ય છે, પણ હલકાઓની સાથેનો ત્યજવા જેવો છે, તેમ પ્રભુ ઉત્તમ હોવાથી તેમની સાથેની ભક્તિ ઈચ્છવા યોગ્ય છે. ૧૩–૧૪ પ્રેમ એ કર્મ,

જ્ઞાન અને યોગ કરતાં પણ અધિક છે. (तदेव कर्मज्ञानियोगिभ्य आधिक्य शब्दात्) ૧૫-૧૬ શ્રદ્ધા અને પ્રેમ એ બે જૂદાં છે. ૧૭ દશ ઉપનિષદ્ અને તત્ત્વ સૂત્રાદિ બ્રહ્મકાણ્ડનું પ્રયોજન ભક્તિના ઉપદેશ માટે છે. ૨-૧-૧ બુદ્ધિ એટલે ભગવાનના ગુણનું, સ્વરૂપનું, માધુર્યનું યથાર્થ જ્ઞાન; તેનું કારણ શરણ ગમન છે ફલની પ્રાપ્તિ સુધી સાધનને અનુસરવાં જેમકે ચોખા નીકળે ત્યાં સુધી ડાંગર ખાંડવી. ૨. સાધન રૂપ ભક્તિનાં અંગો વૈરાગ્ય, દયા વગેરે છે. તે પણ ફલ પર્યન્ત સિદ્ધ કરવાં આવશ્યક છે. ૩-૫ કાશ્યપ કહે છે કે, ભગવાનનું સત્ય જ્ઞાન એટલે તેમના ઐશ્વર્યાદિ ગુણોનું જ્ઞાન. બાદરાયણ ધર્મી સ્વરૂપનું જ્ઞાન તેજ એ જ્ઞાન એમ કહે છે. શાણ્ડિલ્ય? ઉદય રૂપ તે હોવું જોઈએ, એમ જણાવે છે. ૬. ભગવાન એ ગુણી-ધર્મી છે, તેમ ગુણ ધર્મરૂપ છે માટે ભગવાનના ધર્મ અને ધર્મી સ્વરૂપમાં તારતમ્ય જોવું છે. ૭-૮ જીવમાં રહેલા વૈરાગ્યાદિ છ ગુણો, જીવ ભગવાનના અંશ હોવાથી સ્વાભાવિક છે. ૯-૧૦ ભગવાનનું ઐશ્વર્ય નિત્ય સિદ્ધ જ છે. ૧૧. જીવો ભગવાનથી વિભિન્ન અંશ રૂપ છે, તો પણ ભગવદિચ્છાથી પ્રકૃતિને વશ બને છે. તેથીજ તેમને બંધ અને સર્ગ છે. છતાં જીવનું ચિત્સ્વરૂપ અવિકૃત છે. ૧૨. જીવોને ભગવાનનોજ આધાર છે, છતાં ભગવાનની ઈચ્છાથી પ્રકૃતિના આધારવાળા જીવો કહેવાય છે. ૧૩. બંધાયેલા જીવોના નિયન્તા ભગવાન અને માયા એ બંને છે. ૧૪ ચૈત્યા એટલે ભગવાનની શક્તિ અર્થાત્ રાધા, અને ચિત્ હરિ. આ બે સિવાય જીવોને માટે ઈતર સેવ્ય નથી. ૧૫ રાધા અને કૃષ્ણ હંમેશાં સંયોગ સંબદ્ધજ છે, સર્વત્ર

વ્યાપક છે. (मुक्तौ तौ सम्परीयात्) ૧૬. 'પ્રકૃતિ' શબ્દથી ઓળખાતી ભગવન્માયા મિથ્યા નથી, કારણ કે તે ભગવાન્‌ની શક્તિ છે. ( शक्तित्वान्नानृतं वेद्यम् ) ૧૭. જેમ લૌકિક પ્રેમનું અનુમાન રોમાંચ વિગેરે લક્ષણોથી જણાય છે, તેમ પ્રભુ તરફના પ્રેમના પરિપાકનું અનુમાન લક્ષણોથી જાણવું. 'तत्परिशुद्धिश्च गम्या लोकवल्लिङ्गेभ्यः' ૧૮–૨૦ પરાભક્તિનાં લક્ષણો–માન, બહુમાન, પ્રીતિવિરહ, ઈતર વિચિકિત્સા, મહિમા, ખ્યાતિ, તદર્થપ્રાણધારણ, તદીયતા, સર્વતદ્‌ભાવ, અપ્રાતિકુલ્ય વિગેરે છે. દ્વેષાદિ એ ભક્તિનાં લક્ષણ નથી. ૨૧ ભગવાનનાં જન્મ કર્મ દિવ્ય જાણવાં. ૨૨–૨૩ ભગવાનનું પ્રાકટ્ય કરુણાથીજ છે. ૨૪ વિભુતિ રૂપ બ્રહ્માદિ દેવો પર ભક્તિના વિષય નથી, ફક્ત ભગવાનજ છે. ૨૪દ્યુત અને રાજ સેવાનો ધર્મ શાસ્ત્રમાં પ્રતિષેધ હોવાથી રાજસેવા પરમાત્માની ભક્તિનો વિષય નથી. ૨૬–૨૯ વાસુદેવના પુત્ર કૃષ્ણ આકાર માત્ર રૂપથીજ ક્ષત્રિય છે વસ્તુતઃ તો તે પરબ્રહ્મ છે માટે તેમની ભક્તિ કરવી. ૨–૨–૧ ભક્તિ બે પ્રકારની છે. સિદ્ધરૂપા અને સાધન રૂપા. સાધન રૂપા એ ગૌણ છે અને સિદ્ધ રૂપા એ મુખ્ય છે. ૨–૩ કીર્તન પણ પરાભક્તિનું સાધક છે. તેમજ શ્રવણ ચિંતન અને પ્રણામાદિ પણ પ્રયોજન છે. ૪ સાધન ભક્તિ જ્ઞાનને પવિત્ર બનાવે છે. ૫ કેટલાક ગૌણ ભક્તિથી ભગવત્ પ્રાપ્તિ રૂપફલની અધિકતા છે, એમ જણાવે છે. ૬–૬ જૈમિનિનું કહેવું એવું છે કે, હરિના નામ વડે હરિમાં પરાભક્તિ વિના પ્રયાસે સિદ્ધ થાય છે. ૮ ઈશ્વરની પ્રસન્નતા માટે કોઈ પણ એક ઉપાય મળી આવે, તો તે બળવાન સમજવો. 'ईश्वरतुष्टेरेकोऽपि बली.'

૯. અર્પણ ભક્તિથી પુણ્યપાપથી થનારાં બંધની નિવૃત્તિ રૂપી ફળ મળે છે. ૧૦. ધ્યાન માટેનો નિયમ તો ભાવનામાં સુગમતા થાય તે માટે કહ્યો છે. **ध्याननियमस्तु दृष्टसौकर्यात्** । ૧૩ મધાજી વાકયમાં જે યજન કહ્યું છે, તે કર્મમાર્ગીય નહિ પણ ભગવદર્ચા. પાદજલ પણ પ્રભુના પાદોદકની ભાવનાથી લેવું. ૧૩–૧૪ ભગવાનને સમર્પેલી વસ્તુને પ્રસાદ તરીકે લેવી. ૧૫ ભગવાનને પત્ર પુષ્પાદિનું દાન આપવાનું કહ્યું છે, એટલે તેમને તે વસ્તુઓનું સમર્પણ કરવું, અર્થાત્ પ્રેમથી અર્પવું. ૧૬ યજ્ઞ, દાન, તપસ વગેરે સત્કર્મોથી ઉત્પન્ન થયેલાં હોવાથી અને તે પરભક્તિના અંતરંગ સાધનરૂપ હોવાથી પ્રયત્ન સાધ્ય, કર્મજન્ય ભક્તિમાં પ્રણામાદિક ગૌણ ભક્તિ શ્રેષ્ઠ છે. ૧૭ આર્ત, અર્થની ઈચ્છાવાળો, અને જિજ્ઞાસુ એ ત્રણ ભગવાનનું ભજન કરે છે. આ ત્રણ પ્રકારના ભકતો તે ગૌણ ભક્તિવાળા છે. ૧૮–૧૯ કદાચિત્ પાપનો સંભવ હોય, તો તેને કર્મમાર્ગનું પ્રાયશ્ચિત કરવાનું હોતું નથી. ૨૦ ભકતના અધિકારને યોગ્ય સ્વાર્પણ, કીર્તન, પ્રણામ વિગેરે પાપનો નાશ કરે છે ૨૧ ભગવાન્નામકીર્તન એ કર્મનું અંગ છે છતાં સાધન છે. જેમ આકાશનો સર્વની સાથે સંયોગ છે, તેમ તે જૂદું પણ છે. તે રીતે ૨૨ ભકિતનો અધિકાર સર્વને છે. કિરાત, હુણ, યવન, પુલિંદ, પુલ્કસ વગેરે કોઈ પણ જાતિ એનો અધિકાર ધરાવે છે. ૨૩ જેમની ભક્તિ પરિપક્વ થયેલી નથી, તેઓ પણ કેવળ કીર્તન પ્રણામ કરે, તો તેઓ પણ અક્ષય્ય લોકમાં જાય છે. ૨૪. ભગવદ્ ભક્તિ એ સર્વમાં શ્રેષ્ઠ છે. ૨૫ સાધનભક્તિવાળાને પણ પુર્નજન્મ નથી. ૨૬. મહાપાપીઓનો

પણ સ્મરણ કીર્તનાદિક ભક્તિમાં અધિકાર છે. ૨૭–૨૮ એકાન્તભાવ એજ પરાભક્તિ છે. અને તે ભગવાનને અધીન હોય છે. ૩ ભગવાન વ્યાપક છે. અને જીવ અણુ છે, માટે ભગવાન સેવ્ય છે. ૪–૫ જીવ જગતનું કારણ નથી. વિચિત્ર જગતની રચના પ્રાણ–ધારી જીવના સંકલ્પથી થઈ શકે નહિ. ૬ તમામ આનંદના દાતા હરિ છે સર્વસાધનો એમની લીલાના નિમિત્ત રૂપે છે. ૭ સર્વફલના દાતા શ્રી હરિ છે. फलमस्माद् बादरायणः उत्क्रमत्वात् । ૮ જગતના સર્જનાર પ્રભુ છે, તેમ તેના પ્રલય કરનારા પણ તેજ છે. આથી પર ભક્તિના વિષય પ્રભુજ છે. ૩–૨–૧ હરિ સાથે જીવોનું ઐક્ય અંશાંશીભાવથી જ શ્રુતિ સિદ્ધ છે. જે નાનાત્વ દેખાય છે, તે ઉપાધિ છે. ૨ સંયોગ સંબંધને લઈનેજ નિત્ય સિદ્ધ જીવ અને પરમાત્માનું ઐક્ય છે, સ્વરૂપ સંબંધને લીધે નહિ. ૩. વસ્તુતઃ જીવનું સ્વરૂપ દોષરહિત છે. દેહાધ્યાસ વગેરે વિકાર તો જીવને વસ્તુતઃ નથી, પણ કરણની પ્રકૃતિના વિકારથી છે. ૪–૫ ભગવાનમાં એકાન્ત ભક્તિ થાય અને તેથી અનાત્મમાં આત્મબુદ્ધિનો લય થાય, ત્યારેજ અત્યંત સુખ, ભગવત્પ્રાપ્તિ રૂપ સુખ મળે છે. ૬ ભક્તિના અભાવેજ સંસાર હોય છે. અજ્ઞાન નહિ संसृतिरेतस्यामभक्तिः स्यान्ना-ज्ञानात् कारणसिद्धेः ૭ જીવનાં ત્રણ નેત્રો વેદ રૂપ શબ્દ, લિંગ અને પ્રત્યક્ષ પ્રમાણ આમાં શબ્દ અલૌકિક છે. અને લિંગ અને પ્રત્યક્ષ લૌકિક છે. ૮ ભક્તિ વડેજ પરમાનંદરૂપ ભગવાનની પ્રાપ્તિ થાય છે.

હવે આપણે નારદભક્તિ સૂત્રોનો સાર જોઈએ. નારદ-ભક્તિ સૂત્રો–સૂ૰ ૧ ભક્તિની જીજ્ઞાસાનો વિચાર કર્યો છે સૂ. ૨ ભક્તિની વ્યાખ્યા આપી છે. તેને परमप्रेमरूपा કહી

કોણ તરી જાય છે, એ પ્રશ્ન પૂછ્યો છે; તેનો ઉત્તર એ આપે છે કે, જે સંગનો ત્યાગ કરે છે અને મહાનુભાવીઓની સંગતિ કરે છે, અને જે સ્વાર્થ અગર અહંકારથી દૂર છે, તેજ માયાને તરી જાય છે. સૂ. ૪૭ માયાને તરી જનારના વિશેષગુણો આપે છે. (૧) विविक्तस्थान सेवा (૨) लोकवन्धोन्मूलनम् (૩) नैस्त्रैगुण्यम् (૪) योगक्षेमत्याग સૂ. ૪૮ સૂ. ૪૭ માં જે ગુણો આપ્યા તેમાં નીચેના અધિયાં ઉમેરે છે.—(૫) कर्मफल त्याग, (૬) कर्मसन्यास (૭) निर्द्वन्द्वता સૂ. ૪૯ ઈશ્વર માટેના અવિચ્છિન્નાનુરાગ અગર પ્રેમ માટે વેદ સંન્યાસની જરૂર છે. સૂ. ૫૦ ઉપર જણાવેલા ગુણોવાળો માણસ જાતે મોક્ષ મેળવે છે અને બીજાઓને મોક્ષ અપાવે છે. સૂ. ૫૧-૫૨ ઈશ્વર તરફનો પ્રેમ કેવો હોવો જોઈએ તે જણાવે છે. તે અનિર્વાચ્ય હોય છે, મૂગો માણસ જેમ કોઈ વસ્તુનો આસ્વાદ કરે, પણ તેનું વર્ણન કરી શકે નહિ, તેવા પ્રકારનો તે હોવો જોઈએ (मूकास्वादनवत्) સૂ. ૨૩ પ્રભુનો પ્રેમ યોગ્ય પાત્રમાં તેની મેળે પ્રકટ થાય છે. તેને માટે પ્રયત્ન કરવો પડતો નથી. સૂ. ૫૪-૫૫ ભક્તિ એ નિર્ગુણ હોવી જોઇએ. તેનો પ્રેમ પ્રબળ તથા અસ્ખલિત હોવો જોઈએ. સૂ. ૫૬ ગૌણ ભક્તિને જણાવે છે. તે સત્વ રજ : અને તમ : એ ત્રણ ગુણને અનુસરીને સાત્વિક. રાજસિક, અને તામસિક હોય છે સૂ. ૫૯ ભક્તિ એ સ્વયંભુ તથા અનુભવ રૂપા છે સૂ. ૬૦ ઈશ્વરની ભક્તિ તે શાન્તિ અને પરમાનંદ રૂપા છે. સૂ. ૬૧ ભક્તિ પરાયણ ભક્ત પોતાનાં લૌકિક કાર્યો કરે છે તેથી તેને લોકહાનિનો પ્રસંગ નથી તેનાં બધાં કાર્યો તે ઈશ્વરને અર્પીને જ કરે છે. આથી

તેમાં તેની આસક્તિ હોવી નથી. સૂ. ૬૨ લોકવ્યવહાર ભક્તે ત્યજવાની જરૂર નથી. માત્ર કર્મના ફળનો ત્યાગ કરવો જોઇએ. સૂ. ૬૩ સ્ત્રીઓ, દ્રવ્યો અને નાસ્તિકો વિષેની વાતોને ભક્તોએ સાંભળવી નહિ, સૂ. ૬૪ ભક્તે અભિમાન અને દંભનો ત્યાગ કરવો જોઇએ. ગૌણભક્તિથી નહિ પણ પરાભક્તિથી જ જીવની કૃતાર્થતા છે. સૂ. ૬૭-૬૮ તમામ પ્રકારના ભક્તોમાં एकान्तिनः એ મુખ્ય છે. આ ભક્તોને ભક્તિની દશામાં રોમાંચ ખડાં થાય છે, શરીર કંપે છે, આંખમાંથી અશ્રુની ધારાઓ વહે છે અને કંઠ ગદ્ગદિત થાય છે. સૂ. ૬૯ એકાન્તી ભક્ત સર્વને પવિત્ર બનાવે છે. સૂ. ૭૦-૭૧ એકાન્તી ભક્તો પ્રભુમાંજ તત્પર હોય છે. સૂ. ૭૨-૭૩ ભક્તિમાં કોઈ પણ ભેદ હોય નહિ. તમામ મનુષ્યો ઇશ્વરનાજ પુત્રો છે. તમામને ભક્તિ કરવાનો અધિકાર છે. સૂ. ૭૪ ભક્તિમાં તર્ક અગર બુદ્ધિને સ્થાન નથી. બુદ્ધિ ભક્તિની પ્રગતિને અવરોધે છે. સંપૂર્ણ સ્વાત્માર્પણ એજ ભક્તિ છે તે બુદ્ધિને અનુકૂળ બનતી નથી. સૂ. ૭૫-૭૬ તર્કથી ઇશ્વરમાં આપણી શ્રદ્ધાને ડગાવવી નહિ. ભક્તિ વિષેનાં શાસ્ત્રોનો અભ્યાસ કરવો અને તેમાં જણાવેલી રીતિ પ્રમાણે જીવન બનાવવું. સૂ. ૭૭ જીવનની અડધી ક્ષણને પણ નકામી નહિ ગાળતાં ભક્તિ કરવામાં ગાળવી. સૂ. ૭૮-૭૯ ભક્તે અહિંસા, સત્ય, શૌચ, દયા, આસ્તિક્ય અને બીજા ગુણો આચરવા અને ઈશ્વરમાં સંપૂર્ણ વિશ્વાસ રાખવો, તેમ દરેક સમયે હૃદયથી તેમનું ભજન કરવું. સૂ. ૮૦-૮૧ જ્યારે ભક્તિ પૂર્ણ દશાએ પહોંચે છે, ત્યારે પ્રભુ જાતે ભક્તની પાસે પ્રકટ થાય છે, અને તેને દર્શન આપીને

અનુભવ કરાવે છે. સૂ. ૮૨ ભક્તિની ૧૧ અવસ્થાઓ છે. (૧) ગુણુ માહાત્મ્યાસક્તિ (૨) રૂપાસક્તિ (૩) પૂજાસક્તિ (૪) સ્મરણુાસક્તિ (૫) દાસ્યાસક્તિ (૬) સખ્યા સક્તિ (૭) વાત્સલ્યાસક્તિ (૮) કાન્તાસક્તિ (૯) આત્મનિવેદના સક્તિ (૧૦) તન્મયાસક્તિ (૧૧) પરમવિરહા સક્તિ. સૂ. ૮૩ નારદ પોતે જણાવેલા વિચારની પુષ્ટિમાં કુમાર, વ્યાસ, શુક, શાણ્ડિલ્ય, ગર્ગ, વિષ્ણુ, કૌણ્ડિલ્ય, શેષ, ઉદ્ધવ, વારુણિ, બલિ, હનુમાન, બિભીષણુ અને બીજાઓના દાખલા આપે છે. સૂ. ૮૪ આ છેલ્લા સૂત્રમાં આ શાસ્ત્રની ફલ શ્રુતિ છે. જે આ શાસ્ત્રમાં વિશ્વાસ રાખશે, તેને ભક્તિ પ્રાપ્ત થશે અને તે પોતાના મનોરથો સિદ્ધ કરશે આ ફલ શ્રુતિથી ગ્રન્થની પૂર્ણાહુતિ થાય છે.

ઉપરનાં સૂત્રોમાંથી નીચેનો મુખ્ય સાર તારવી શકાય.

(૧) ભક્તિ એટલે ઇશ્વરમાં પરમ અનુરાગ.

(૨) ભક્તિ જાતેજ મોક્ષ રૂપ છે.

(૩) ઇશ્વરમાંજ ભક્તિ તેનું નામ ભક્તિ, દેવતાઓમાં કે મનુષ્યોમાં ભક્તિ તે ભક્તિ નહિ.

(૪) ભક્તિ નિર્ગુણ, અવિચ્છિન્ન અને અનન્ય ભાવવાળી હોવી જોઇએ.

(૫) પ્રભુ ભક્તને પ્રભુનો પ્રેમજ જોઈએ તે સિવાય બીજું કશું નહિ, એ પ્રેમ એજ એનો મોક્ષ.

(૬) વિષયત્યાગ, લોકસંગત્યાગ, અવ્યાવૃત્ત ભજન, કામ ક્રોધાદિનો પરાજય, અહિંસા, સત્ય, તપ, દયા આસ્તિક્ય વિગેરે ગુણો જ્યારે ભક્તમાં દેખાદેછે, ત્યારેજ ભક્તિ ઉદય પામી, એમ કહી શકાય.

(૭) ભક્તિનો અર્થ નિરોધ છે. અર્થાત્ લોકવેદના વ્યાપારનો પણ ત્યાગ.

(૮) ભક્તને લોક વ્યવહાર ત્યજવાની જરૂર નથી. તેના ફળને ત્યજવું જોઇએ.

(૯) સર્વસમર્પણ એ ભક્તિનું પરમ ભૂષણ છે.

(૧૦) ભક્તિનો અનુભવ જ્યારે થાય છે ત્યારે લૌકિક પ્રેમની માફકજ ભકતને થાય છે. તે હૃદયમાં વિકારો ઉત્પન્ન કરે છે, તથા રોમાંચાદિ અનુભવોને પણ પ્રકટાવે છે.

(૧૧) ભક્તિરસનો આસ્વાદ જ્યારે ભકત કરે છે ત્યારે તે તેનું વર્ણન કરી શકતો નથી. મૂંગો સાકર ખાય તેની માફક તે ભક્તિ રસનું પાન કર્યે જાય છે.

(૧૨) ભક્તિમાં વિષયની ગંધ સરખી હોવી જોઇએ નહિ.

આ બન્ને ભક્તિસૂત્રોનું જો બરાબર મનન કરવામાં આવે, તો ભક્તિ વિષયમાં જે જે શંકાઓ આજકાલ ઘણાઓને થાય છે, તે દૂર થઈ શકશે. આ લેખ વાંચક બંધુઓને ભક્તિનું સ્વરૂપ સમજવામાં ઉપયુક્ત થાય એ આશાથી લખવામાં આવ્યો છે. જેટલે અંશે તે ઉપયુકતતા સિદ્ધ થાય, એટલે અંશેજ હું મ્હારી કૃતાર્થતા માનું છું.

---

# રાસલીલાનું આધ્યાત્મિક રહસ્ય

રાસપંચાધ્યાયીના પ્રથમ અધ્યાયના પ્રારંભમાં શ્રી શુકદેવજી કહે છે; 'શરદ્ ઋતુમાં મલ્લિકાના પુષ્પોથી સુશોભિત બનેલી રાત્રીમાં પ્રભુએ ગોપીઓની સાથે રમણ કરવાની ઈચ્છા કરી, અહિંઆં પ્રથમ જણાવવું જોઈએ કે, આ રાસલીલામાં જે ગોપીજનો છે તે "તામસ" ભક્તો છે. તામસ એટલે નિ:સાધન. આથી તે અન્ય ભક્તોમાં ઉત્તમ છે. તેમનો નિરોધ કરીને, પોતાની લીલા તેમની આગળ પ્રકટ કરવાને પ્રભુએ ઇચ્છા કરી. પરમ કાષ્ઠાપન્ન પરમ તત્ત્વ કૃષ્ણ તે આનંદ સ્વરૂપ છે, રસાત્મક છે અને તેમની શક્તિ તે સ્વામિનીઓ છે. રાસેશ્વરી રાધા તે સિદ્ધિ શક્તિ છે, અને ગોપીજનો તે સામર્થ્ય રૂપ શક્તિ છે. આ સ્વશક્તિ રૂપ અગર ભક્તોને સ્વલીલા પ્રેક્ષણાર્થે પ્રભુએ ઈચ્છા કરી. પ્રભુના રમણની લીલા તે પ્રકાશનો પુંજ જેમાં પથરાયેલો

છે. તેવા કાળમાં જ થઇ શકે. તેથી અહિંઆં ચંદ્રપ્રકાશથી સુશોભિત તથા શિતલ શરદ ઋતુમાં ભગવાને રમણની ઇચ્છા કરી એમ કહ્યું છે. બ્રહ્મના પ્રકાશમાં–જ્ઞાનની જ્યોતિમાં વિચરનાર ભકતજ આ લીલાનો પાત્ર બને છે અર્થાત શુચિ અને ઉજ્જવળ બનેલા જીવનમાં જ્યારે જ્ઞાન રૂપી ઇન્દુ પ્રકાશ સિંચે અને પોતાના શિતલ કિરણોથી ભકતના આધ્યાત્મિક, આધિભૌતિક, અને આધિદૈવિક તાપની નિવૃત્તિ કરે તોજ આનંદાત્મક પ્રભુનું રમણ સંભવી શકે. માટે તે સમયે ઇન્દુ પણ વ્યોમમાં દેખાયો, અને તેણે કિરણોથી તમને દૂર કર્યું. અજ્ઞાન તથા દુઃખાદિની નિવૃત્તિ થઈને જ્ઞાનના પ્રકાશથી જીવન ઉજ્જવળ તથા શિતળ તેમજ રમણીય બને તોજ તે ભકત ભકિતની(જીવનની) ઉચ્ચ કક્ષાએ પહોંચી શકે છે. પછીથી પ્રભુએ રમણની ઇચ્છા થતાં પોતે ભકતોને પોતાના પ્રતિ આકર્ષવાને ગાન કર્યું. શ્રુતિ કહે છે કેઃ—

नायमात्मा प्रवचनेन लभ्यः न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनु स्वाम् ॥

આત્મા પ્રવચનથી, બહુ બુદ્ધિથી, તેમ જ્ઞાનથી પ્રાપ્ત થતો નથી. પણ જેમનું વરણ કરવાની તે ઇચ્છા કરે છે તેનાથી એ પ્રાપ્ત થાય છે, તે વચન અનુસાર પ્રભુને વરણનાં પાત્ર બનેલા આ ગોપીજનને (પરમ ભકતને) સ્વપ્રાપ્તિ તથા રમણનું સુખ આપવાને પોતેજ ઇચ્છા કરી અને પોતેજ તેમને આકર્ષ્યા. એ જાતે સાધનો કરીને પ્રભુ પાસે આવ્યાં નથી. પણ પ્રભુનાં દોર્યાં ત્યાં આવે છે. પછીથી રમણની ઇચ્છા પાર પાડવાને પ્રથમ તેમણે વેણુથી નાદ કર્યો. વેણુથી

નાદ કરવાનું પ્રયોજન એ છે કે, 'વેણુ' શબ્દ વિશેષ ભાવ સૂચક છે. એ શબ્દ એટલું જણાવે છે કે જેનાથી અમૃતનું સુખ તથા કામનું સુખ ન્યૂન હોય તે વેણુ કહેવાય છે, (વ=અમૃત, ઈ=કામ + અણુ=ન્યૂન) અર્થાત્ આ ગોપીજનને જ્ઞાનના પરિપાક રૂપી અમૃત તથા કામના સુખ કરતાં પણ અધિક સુખ આપવાની પોતાની ઇચ્છા છે માટે લૌકિક વૈદિક સર્વ સુખનો ત્યાગ કરાવીને તેમને એ સુખના ભોક્તા બનાવવાને વેણુનાદ કર્યો. વેણુના સાત રન્ધ્રોમાં પોતે નાદ ભર્યો; તેમાં પોતાની દિવ્ય સુધા ભરી. ભગવાનના છ ધર્મો, તથા ધર્મી સ્વરૂપે પોતે એમ સાતના સૂચક રૂપ એ છિદ્રોમાં સુધા ભરીને (નાદ મૂકીને) એવું સૂચવ્યું કે તે પરમ સુખની પ્રાપ્તિ ષડ્ ધર્મ યુક્ત ધર્મી પ્રભુથી જ ' શકે છે, અન્ય કોઇ એ સુખ આપી શકતું નથી. .. વસ્તુનું જ્ઞાન કરાવવાને પ્રભુએ નાદ કર્યો, એ નાદના સ્વરો ગોકુળમાં ગૃહ કાર્યમાં વ્યગ્ર થએલાં ગોપીઓએ શ્રવણ કર્યો. અર્થાત્ સંસારનાં વિવિધ કાર્યોમાં મગ્ન થવા છતાં, પણ પ્રભુની કૃપાથી જ પરમ સુખ પ્રાપ્ત થાય છે અને તે પ્રભુથી જ મળી શકે છે એવું જ્ઞાન તેમને થયું. અત્યાર સુધી જો કે તેમનું જીવન ભક્તિમય જ હતું અને તેમનાં ચિત્ત તથા ઇન્દ્રિયોના વ્યાપારો પ્રભુપ્રીત્યર્થ હતા. છતાં કાપટયથી પણ સંસારનાં કાર્યો તે કરતાં હતાં, પણ જ્યાં આ વિષયનું તેમને જ્ઞાન થયું, વેણુનાદ શ્રવણ કર્યો કે તુર્તજ સંસાર તેમને નીરસ અને લુખો લાગ્યો. સંસાર સાથે થોડો ઘણો પણ જે સંબંધ હતો તે છોડી દીધો અને પ્રભુ તરફ દોડયાં. તેઓ એકદમ શ્રીયમુનાજીના તટ

ઉપર જ્યાં કૃષ્ણ ઉભા હતા ત્યાં સત્વર ગયાં. શ્રી યમુનાજી એ સરિતા છે, પણ તે સ્થૂલ સરિતા નહિ, પણ અલૌકિક રસની પ્રત્યક્ષ પ્રવાહની તરંગિણી છે. એના તટ ઉપર સદાનંદ સ્વરૂપ કૃષ્ણ ઉભા હતા તે સ્થાનમાં આવ્યાં પણ આવા ભકતોને એકદમ પ્રભુ પોતાના રસસ્વરૂપની પ્રાપ્તિ કરાવે તો તે ભકતો કિંકર્તવ્યમૂઢ થઈ જાય, તથા ત્યાં રસાભાસ થાય; કારણ કે કોટિ કંદર્પ લાવણ્ય, સહસ્રસૂર્ય સમ પ્રભાવાળા પરબ્રહ્મના તેજથી તે જીવ એટલો બધો અંજાઇ જાયકે તેની સ્થિતિ જ ત્યાં સંભવી શકે નહિ. વળી તેમને નિરોધ શું છે તેનું પણ વિશેષ જ્ઞાન કરાવવું હતું, તેથી આ ભકતોને તેમની પાસે ઉભા નહિ રહેતાં સંસારમાં પાછા ફરવાને પ્રભુ સમજાવે છે. અને કહે છે કે ભકતોએ એકદમ સંસારનો ત્યાગ કરવો એ વાસ્તવિક નથી. પણ આ ગોપીઓ પરમ ભકત હતાં, તેમણે તો સંસારનો ત્યાગ ક્યારનોએ મનથી કર્યો હતો; અત્યાર સુધી માત્ર કાપટયથી તેનું નિર્વહન કરતાં હતાં. તો ભકિતનું–પ્રેમભકિતનું પરમ જ્ઞાન પ્રભુ કૃપાથી તેમને પ્રાપ્ત થયું હતું આથી સંસારનો સદંતર નાશ કરવાની ઇચ્છાથી, પ્રભુના તે શબ્દોથી વિલોભાયાં નહિ અર્થાત્ તેઓ પુનઃ સંસારમાં પ્રવેશ કરવાને નાખુશ થયાં. ભગવાને જ્યારે એમની દૃઢ પ્રતિજ્ઞા જાણી લીધી ત્યારે તેમની સાથે પ્રથમ સામાન્ય રમણ કર્યું. આ દશામાં ભકતો પ્રભુની સામાન્ય લીલાનાજ અધિકારી બને છે. પ્રભુ પોતાની વિશેષ લીલા હજુ પણ દર્શાવતા નથી. તેને માટે તે ભકતનું જીવન એથી પણ વધારે ઉન્નત જોઈએ. એ લીલાનાં પણ તેમને અધિકારી બનાવવાને પ્રભુ તે સમયે થોડો વખત તેમનાથી અંતર્ધાન

થયા. રસસ્વરૂપ પ્રભુની પ્રાપ્તિ એકદમ થવી નથી, તેની પ્રાપ્તિ ધીમે ધીમે થાય છે જ્યારે તે પ્રાપ્ત થાય છે ત્યારે શરૂઆતમાં થોડો સમયજ તેનો સુખાનુભવ થાય છે પ્રેમની સ્નેહ, આસકિત, વ્યસન અને તન્મયતા એ ચાર દશાઓ છે; તેમાંથી સ્નેહ તથા આસકિતમાં પ્રભુના રસસ્વરૂપનું જ્ઞાન ભક્તને હોય છે છતાં પણ જે સાક્ષાત્ આનંદની સ્ફૂર્તિ થવી જોઇએ તે એ સ્થિતિમાં નથી તે તો વિયોગમાંજ સંભવી શકે; માટે આ વિયોગ રસની સ્ફૂર્તિ ગોપીજનમાં બરાબર થાય તેટલા માટે પ્રભુ તેમનાથી અલ્પ સમય અંતર્ધાન થયા. પોતે એક ગોપીને (સ્વામિની) સાથે લઈને અંતર્ધાન થાય છે, એકલા નહિ. આ સ્વામિની તે એમની મુખ્ય શકિત છે અર્થાત્ રસ સ્વરૂપ ભગવાનની (બ્રહ્મની) સિદ્ધિ શકિત તે આ સ્વામિની છે. જો સિદ્ધિ શકિતને પોતાની સાથે ન રાખે તો પ્રભુની રસાત્મકતાની પણ સિદ્ધિ બને નહિ. આ પ્રમાણે પ્રથમાધ્યાયનું આધ્યાત્મિક રહસ્ય છે.

× × ×

ઉપર જણાવ્યું કે, પ્રભુ પોતાના ભક્ત ગોપીજનથી અંતર્ધાન થયા. અહિંઆં શંકા થાય કે ભગવાન્ તો સર્વત્ર વ્યાપક રૂપે છે. તો પછી અંતર્ધાન શી રીતે સંભવી શકે? તો જણાવવાનું કે પોતે વ્યાપક છે, છતાં અહિંઆં ભાવાત્મક સ્વરૂપે અંતર્ધાન થાય છે અને તેનું કારણ એ કે તે આનન્દ સ્વરૂપે-ભાવાત્મક સ્વરૂપે શ્રી ગોપીજનને હજુ પણ ઉચ્ચતર ભૂમિકા ઉપર લેઈ જવાનાં છે. આથી પ્રભુ તેમનાથી અંતર્ધાન થયા. કેવલ તે ભકતોમાંથી-અગર તે શકિતરૂપ ગોપીજનમાંથી મુખ્ય શકિત જે પોતાની અંતરંગ અને

સિદ્ધિશક્તિરૂપ છે, અને તેથીજ તે પ્રભુનાં હૃદયપ્રાણેશ્વરી અગર રસેશ્વરી તરીકે ઓળખાય છે; તેમની સાથે અન્ય સામર્થ્ય શક્તિરૂપ ગોપીજનોથી પોતે છુટા પડયા. સિદ્ધિ શક્તિયુક્ત રસાત્મક સ્વરૂપની ગેરહાજરીમાં સામર્થ્ય શક્તિઓની શી સ્થિતિ થાય છે, તે જોવાને પ્રભુએ તક સાધી. જો કે ગોપીજનમાં અત્યાર સુધી રસનો બાહ્ય અનુભવ થયો હતો, પણ તેના અન્તર અનુભવ કરવાની ખાસ આવશ્યકતા હતી, આ અનુભવ વિપ્રયોગ દશામાંજ થઈ શકે; રાસ પંચાધ્યાયીના બીજા અધ્યાયથી એ લીલા શરૂ થાય છે. અને તે રસનો પરિપાક ગોપીગીતના અંતમાં થાય છે; એ થતાંની સાથે પ્રભુએ આ શક્તિઓનું વૈકલ્ય ઈત્યાદિ અવલોકીને, તેમનામાં નવજીવનનો સંચાર કરવાને પ્રકટ થયા. પ્રથમ તેમને પ્રભુનાં દર્શન થયાં; પણ તુર્તજ અંતર્ધાન થતાં દર્શન ન થયાં એટલે જેમ હાથિણી હાથીને નહિ જોવાથી સંતાપ કરે એવો સંતાપ કરવા લાગ્યાં. મૂલ રસાત્મક સ્વરૂપ સિવાય તેની સામર્થ્ય શક્તિઓ રહી શકે જ નહિ. પાત્ર વગર જેમ જલ ન રહે તેમ માટે આ સાધારણ રૂપ બ્રહ્મ–પ્રભુ અંતર્ધાન થતાં તેમની શક્તિઓ પણ સંકોચ પામે એ સ્વાભાવિક છે. આથી તે પ્રભુનો પત્તો મેળવવાને પ્રથમ તેમણે તેમનું અન્વેષણ કરવા માંડયું. તેમને તે સમયે એવું જ્ઞાન ન રહ્યું કે પ્રભુ તો ભાવાત્મક સ્વરૂપે હૃદયમાં બિરાજે છે, તેથી તે પ્રભુનું બહારથી અન્વેષણ કરવા લાગ્યાં, ઉન્મત્તની માફક પ્રથમ અશ્વત્થ, પ્લક્ષ, ન્યગ્રોધ, કુરબક, અશોક, નાગ, પુન્નાગ, ચમ્પક, ઈત્યાદિ વૃક્ષોને પ્રભુ માટેની ખબર પૂછતા

લાગ્યાં. આ વૃક્ષો મૂઢ છે છતાં પણ તે વૈષ્ણવો છે તેથી તેઓજ વિષ્ણુની ગતિ જાણી શકે. બીજા ગમે તેટલા નિપુણ હોય છતાં જો અવૈષ્ણવ હોય તો વિષ્ણુની ગતિ જાણી શકતાં નથી. ભગવાન્ એ વિષ્ણુ છે અને તેમના સંબંધવાળા વૈષ્ણવ કહેવાય છે. વૃક્ષો નિર્દોષ છે, રાગ દ્વેષથી મુકત છે; દરેકના ઉપર ઉપકાર કરે છે; તે નીચી ભૂમિમાંથી આકાશ તરફ ઉર્ધ્વ ગતિ કરે છે, તે શીત તથા ઉષ્ણતા સહન કરે છે; વૈષ્ણવોનું જીવન પણ એવા પ્રકારનું હોય છે. તેઓ નિર્દોષ હોય છે, રાગદ્વેષથી મુકત છે, દરેકનું કલ્યાણ કરે છે, તથા જીવનની નીચી ભૂમિકામાંથી ભકિતની ઉચ્ચ ભૂમિકામાં ગમન કરે છે; તેમજ સંસારમાં રહીને આધિ, વ્યાધિ, તથા ઉપાધિ તેમજ આધિભૌતિક, આધ્યાત્મિક તથા આધિદૈવિક દુઃખો સહન કરે છે. વૃક્ષોના જીવનમાં અને વૈષ્ણવના જીવનમાં આ રીતનું સામ્ય છે; એવા ભક્તો દ્વારાજ પ્રભુ વિષેની ભાળ મળી શકે. એજ આપણને પ્રભુની ભાળ મેળવી આપે. આથી ગોપીજનો પ્રથમ તેમને પ્રભુ વિષે પૂછે છે. પણ પ્રભુના માર્ગમાં-ભકિતના (પ્રેમલક્ષણા ભકિતના) માર્ગમાં બીજાના ઉપદેશથી કંઇ પ્રભુપ્રાપ્તિ કરી શકાતી નથી; અને વળી જેમને પ્રભુનાં દર્શન થયાં હોય તેઓ બીજાને કંઈ કહે પણ નહિ. આથી તે વૃક્ષો તરફથી કંઈપણ ઉત્તર તેમને મળતો નથી. પછીથી તુલસી, માલતી, મલ્લિકા, જૂઈ વગેરે લતાઓને પૂછે છે. ત્યાંથી પણ તેમને ઉત્તર મળતો નથી. વનસ્પતિમાં તુળસી પવિત્ર છે, તેથી તે પૂર્ણ પ્રભુ-નિકટ રહેનાર હોવાથી પ્રભુની ખબર આપી શકે, એમ સમજીને તેમણે તુળસીને પૂછયું, તો પણ ત્યાંથીએ તેઓ નિરાશ થયાં.

આ રીતે અન્વેષણ કરતાં જો કે વૃક્ષો તથા લતાઓ તરફથી કંઈ પણ પ્રવૃત્તિ ન મળી, તો પણ પ્રભુકૃપાથી તે સ્થિતિમાં તેમને પ્રભુનાં ચરણ-ચરણપંક્તિનું દર્શન થયું. જ્યારે ભક્તો આ રીતે પ્રભુની શોધમાં ખંતથી મંડયા રહે તો વિશેષ નહિ તો તેઓ સ્વતઃ પ્રભુપ્રાપ્તિનો માર્ગ જાણી શકે આ પ્રભુપ્રાપ્તિના માર્ગસૂચક પદવીને તેમણે જોઈ. ચરણની પંક્તિ પૃથ્વી ઉપર હોય છે, પૃથ્વી એ વિશ્વંભર કહેવાય છે. આખા જગત્નો ભાર સહન કરે છે તથા ક્ષમાશીલ છે; આવી શાન્ત પૃથ્વી તે શાન્તિનું રૂપક છે. પ્રભુપ્રાપ્તિનો માર્ગ શાન્તિમાં છે, સંસારના ધાંધળીઆ જીવનમાં એ માર્ગ શોધવો કઠિન છે; શાન્તિરૂપ ક્ષિતિને પ્રભુની ખબર પૂછી. ત્યાંથી પણ પ્રત્યુત્તર ન મળ્યો. કેવલ શાન્તિજ પ્રભુનું જ્ઞાન કરાવી શકે એમ નથી; છતાં પ્રભુપ્રાપ્તિનો માર્ગ તેમાંથી જડે છે. વૃક્ષો, લતાઓ, તથા પૃથ્વી એ સ્થાવર છે; સ્થાવર અને જંગમ સત્વોમાં ભેદ એવો છે કે, સ્થાવરમાં હૃદયની લાગણીઓ તથા ચૈતન્ય વગેરે હોતાં નથી. આથી પ્રેમમાર્ગનાં પ્રવાસીઓને તો તેવાં સત્વોને પૂછવાથી કંઈપણ અર્થ નથી. અન્ય રીતે કહીએ તો સ્થાવર સત્ત્વો કેવલ જ્ઞાનાત્મ છે. જ્ઞાન તો હૃદયમાં બિરાજતા બ્રહ્મની ઓળખાણજ કરાવી શકે. તેમને પ્રાપ્ત કરાવી શકે નહિ આથી ગોપીઓએ હવે જંગમ સત્ત્વોની પાસેથી પ્રભુ વિષેની ભાળ મેળવવા માંડી. પ્રથમ મૃગલીને પૂછ્યું. મૃગલી એ મૃગની પત્ની છે; આથી તે પતિના વિરહમાં પત્નીને શી વેદના થતી હશે તે સારી પેઠે જાણી શકે છે. આ ગોપીજનો પરમ ભક્તો (અગર સામર્થ્યરૂપ શક્તિઓ)

શિષ્ય—જી, ના.

ગુરુદેવ—સાંભળ ત્યારે, આ દુનિયામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ છે. અર્થાત્ મનુષ્ય પોતાના જીવનને સુખી બનાવવાને માટે આ અર્થોની પ્રાપ્તિ કરવાને ઇચ્છે છે, પણ આ અર્થો બે પ્રકારના છે. વેદાદિ ગ્રંથમાં કહેલા અર્થો તે અલૌકિક કહેવાય છે, અને સ્મૃતિ ગ્રંથોમાં લૌકિક ઋષિઓએ કહેલા તે લૌકિક કહેવાય છે. આ ગ્રંથમાં વેદોક્ત સાધનો કહ્યાં નથી, પણ લૌકિક સાધનો વર્ણવ્યાં છે. ઈશ્વરની પ્રેરણાથી મનુ, કપિલાદિક લોકોએ આ અર્થોને પોતપોતાની સ્મૃતિઓમાં કહ્યા છે.

શિષ્ય—આ વિષયનું કંઈક સ્પષ્ટીકરણ કરશો?

ગુરુદેવ—વત્સ, હું તેજ કરૂં છું. ઉપર જે ચાર પુરુ- કહ્યા છે, તેમાના ત્રણ પ્રથમ તમે સમજો, ધર્મ પુરુષાર્થ–ધર્મશાસ્ત્રો એટલે મનુસ્મૃતિ વગેરે સ્મૃતિ ગ્રંથો તેમજ ગૃહ્યસૂત્ર વગેરેમાં છે. અર્થ–"પુરુષાર્થ" બૃહસ્પતિના બનાવેલા તેમજ બ્રહ્મનીતિ, પ્રાચેતસનીતિ, ઇત્યાદિ નીતિ-શાસ્ત્રના ગ્રંથોમાં વર્ણવેલા છે. પણ બ્રહ્મનીતિ ઇત્યાદિ નીતિ-શાસ્ત્રો અત્યારે દૃષ્ટિગોચર થતાં નથી. બૃહસ્પતિનું શાસ્ત્ર જોવામાં આવે છે. માટે આ પુરુષાર્થનું તત્વ સમજવાને માટે એ ગ્રંથ જોવો જોઇએ. 'કામ સમજવાને માટે વાત્સ્યાયન સૂત્રો છે. આ ત્રણ પ્રકારનાં શાસ્ત્રોમાંથી ફક્ત ધર્મ, અર્થ અને કામજ સમજાય છે, પણ તેમાં મોક્ષ સંબંધી કંઇપણ કહેવામાં આવ્યું નથી, માટે આ ગ્રંથમાં તેનો નિર્ણય કર્યો

નથી. માત્ર મોક્ષ વિષે જુદા જુદા સંદેહ હોવાથી તેના વિષેજ સમજાવવામાં આવ્યું છે.

શિષ્ય—કૃપાનિધિ, મોક્ષ વિષે કોઈપણ જાતનો મતભેદ જણાતો નથી, તો પછી શા માટે એનોજ નિર્ણય કર્યો છે?

ગુરુદેવ—વત્સ, આમાં તારી સમજ ભૂલભરેલી છે. જો કે મોક્ષ ફલ તરીકે જુદા જુદા સંપ્રદાયમાં બતાવવામાં આવ્યું છે, છતાં તેનાં સાધનમાં ફેર છે માટે એનું સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે. મોક્ષ બે રીતે પ્રાપ્ત થઈ શકે છે. એકનું નામ સ્વતઃમોક્ષ અને બીજાનું નામ પરતઃમોક્ષ.

શિષ્ય—ગુરુજી, એ શું? એ શબ્દોની મને સમજણ પાડો.

ગુરુદેવ—સ્વતઃ મોક્ષ, એટલે પોતાના જ્ઞાન અગર શક્તિથી જે મોક્ષ મેળવવામાં આવે તેનું નામ સ્વતઃ મોક્ષ કહેવાય છે. અને જે મોક્ષ બીજા તરફથી એટલે કોઈ દેવ અગર પ્રભુ પાસેથી મેળવવાની આકાંક્ષા રાખવામાં આવે છે તે પરતઃમોક્ષ કહેવાય છે.

શિષ્ય—'સ્વતઃમોક્ષ' નો ઉપદેશ કોણે કર્યો હશે વારૂ?

ગુરુદેવ—તેજ હું કહું છું. સાંખ્ય શાસ્ત્રના રચનાર કપિલ મુનિ તથા યોગશાસ્ત્રના રચનાર પતંજલિએ તેમના શાસ્ત્રોમાં એવું જણાવ્યું છે કે, મોક્ષ એ વ્યક્તિને અધીન છે. તેઓ જો અમુક રીતે વર્તન રાખે તો જરૂરથી તે મોક્ષ મેળવી શકે. સાંખ્ય શાસ્ત્રના રચનાર કપિલ મુનિને જણાયું કે આ સંસારમાં બધાં મનુષ્યો દુઃખી છે. તે દુઃખ ત્રણ પ્રકારનાં છે.

(૧) આધિભૌતિક, (૨) આધ્યાત્મિક (૩) આધિદૈવિક. આ ત્રણે પ્રકારનાં દુ:ખ સંપૂર્ણ દૂર થાય તેનું નામ મોક્ષ. અર્થાત્ તેમના કથન મુજબ દુ:ખની નિવૃત્તિ એજ મોક્ષ. આ દુ:ખનો અનુભવ શાથી મનુષ્ય કરે છે ? તો તેના ઉત્તરમાં તેઓ જણાવે છે કે, જીવ કહેતાં પુરુષો અને પ્રકૃત્તિ એ બન્નેના સમાગમથી દુ:ખનો અનુભવ થાય છે; પ્રકૃતિમાં સત્ત્વ, રજ અને તમ: એવા ત્રણ ગુણો છે. એ ત્રણે ગુણોવાળી પ્રકૃતિને લીધે મનુષ્ય સંસારનાં મિથ્યા સુખમાં ફસાય છે, અને દુ:ખી થાય છે. માટે તે પ્રવૃત્તિ સાથેનો સંબંધ ત્યજવો જોઈએ તે સંબધ શી રીતે છૂટે ? તો તે કહે છે કે, સંસારનો ત્યાગ કરવો. અગ્નિથી દાઝવાના છીએ એ વાત જો આપણે સ્વીકારતા હોઈએ તો અગ્નિથી દૂર રહેવું જોઈએ એ ન્યાયે. એ પ્રકૃતિના પડછાયામાં પણ જીવને ઉભો રહેવા દેવા જોઇએ નહિ. પ્રકૃતિ એ છાયા મગરી જેવી છે, તેની છાયાનો સ્પર્શ એકલોજ મનુષ્યનો પ્રાણ હરે છે. નટીની માફક તે પુરુષને પોતાના રૂપથી આકર્ષીને તેને લુબ્ધ બનાવે છે. જેમ કમળની શ્રી જોઈને તેના તરફ આકર્ષાયલો ભમરો તેમાં ફસાય છે, અગર દીપકની રોશનીથી જેમ પતંગીઉં ખેંચાય અને પોતાની જાતને તેમાં ભસ્મીભૂત કરે છે, તેવી રીતે આ પ્રકૃતિમાં જીવ ફસાય છે, અને હણાય છે માટે તેનાથી અલગ રહેવું જોઈએ. આ ત્યાગ એટલે અહંતા અને મમતાનો નાશ. આ મારૂં છે, આ પારકું છે, આ મારો મિત્ર છે, આ શત્રુ છે. ઈત્યાદિ જે રાગદ્વેષની બુદ્ધિ આપણને ઉત્પન્ન થાય છે તે અહંતા મમતાને લીધે થાય છે. તેનો ત્યાગ કર્યો, એટલે જીવને પ્રકૃતિ બાધા કરી શકતી નથી.

આ સાંખ્ય શાસ્ત્રમા ઈશ્વર તત્ત્વ સ્વીકારવામા આવ્યું નથી મૂળ તત્ત્વ પ્રકૃતિ અને પુરુષ, તેમાથી મહત્, અહકાર અને પાચ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ એ પાચ તન્માત્રા મળી સાત પ્રકૃતિ, વિકૃતિ, પાચ કર્મેન્દ્રિય, પાચ જ્ઞાનેન્દ્રિય, અતઃકરણ અને પાચ મહાભૂતો મળીને કુલ ૨૫ તત્ત્વોના વિકાસ તરીકે સસાર છે આમા ઈશ્વર તત્ત્વ નહિ હોવાથી તે નિરીશ્વર સાખ્ય કહેવામા આવે છે

શિષ્ય—તો સેશ્વર સાખ્ય છે ખરૂ ?

ગુરુદેવ—હા, તે વિષે હું થોડુક કહુ તેની વિચારસરણી ઉપર પ્રમાણેજ છે પણ તેમા સસારનો ત્યાગ કેવી રીતે કરવો તે બાબત જણાવવામા આવે છે એ વગર ત્યાગ બનતો નથી કેવળ સસારનો ત્યાગ કરવાથી અહતા મમતા છૂટતી નથી, તેમા આત્યન્તિક દુખની નિવૃત્તિ થતી નથી પણ તેને માટે તો મનને અમુક પ્રકારના અકુશ નીચે લાવવુ જોઈએ કારણ કે સર્વ પ્રકારના દુખનું મૂળ મન છે મનની અમુક વૃત્તિ ઉપર તેનો આધાર હોય છે તે મન અકુશ નીચે આવે ત્યારેજ દુખાગ્નિથી બચી શકાય આને માટે 'યોગ' એજ ઉપાય છે યોગનો અર્થ ચિત્તવૃત્તિઓનો રોધ કર્યો તે આ રોધ એમને એમ શકય નથીજ તેમા પણ ક્રમશ અમુક પગથીઆની સીડી ઉપર ચઢવુ પડે છે યોગ રૂપી સીડીના આઠ પગથીઆ છે, અને તે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ છે સમાધિ એ તેનું છેલ્લુ પગથીઉં છે એ છેલ્લે પગથીએ જ્યારે માણસ ચઢેલો હોય છે ત્યારેજ તે 'રોધ' કરી શકે છે અને

એ રોધ થતાં દુઃખમાંથી મુક્ત થવાય છે. ચિત્તવૃત્તિઓને સંસારના પદાર્થોમાંથી અલગ કરવી હોય તો તેની આગળ બીજો કોઈ પદાર્થ મૂકવો જોઈએ, કારણ કે કોઈપણ વિષયનું ચિન્તન કરવું કે વિચાર કરવો એ તેનો સ્વભાવજ છે. એટલા માટે યોગશાસ્ત્રમાં ઈશ્વરને સ્વીકારવામાં આવેલ છે. માત્ર ધ્યાન એકાગ્ર થઈ શકે તેટલા પૂરતુંજ,—આ સાંખ્યવાદી અને યોગવાદી ઉભયના માટે મોક્ષ એટલે દુઃખમાંથી અલગ થવું એટલુંજ. તેને માટે એક સંસારનો ત્યાગ સૂચવે છે અર્થાત્ સસારની પ્રવૃત્તિ ચક્રમાંથી તદ્દન અલગ રહેવું. બીજો તે પ્રવૃત્તિ ચક્રને છોડવાનું કહેતો નથી, પણ મનની વૃત્તિઓનો રોધ કરવાનું કહે છે. એકના મતે ત્યાગ અને બીજાના મતે અત્યાગથી મોક્ષ મેળવી શકાય છે. આ રીતે સ્વતઃ મોક્ષના બે પ્રકારો થયા

શિષ્ય—હવે, પરતઃ મોક્ષ સમજાવશોજી.

ગુરુદેવ—હા, તે મુદ્દા ઉપરજ હું આવું છું, તો સાંભળ. ઉપર કહ્યા પ્રમાણે પરતઃ મોક્ષ એટલે પોતાના સાધનબળથી નહિ પણ બીજાની કૃપાથી અગર ઇચ્છાથી જે મોક્ષ મેળવવાનો છે તે. 'બીજાની' એટલે પોતા સિવાય અર્થાત્ કોઈ દેવ પાસેથી.

ગુરુદેવ—સાંભળ. આપણા પુરાણોમાં દેવોમાં ત્રણ મુખ્ય દેવો કહ્યા છે. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ. આમાંથી બ્રહ્માજીમાં મોક્ષ આપવાની શક્તિ નથી. આથી લોકમાં તેમની ઉપાસના કે ભક્તિ થતી નથી. માત્ર વિષ્ણુ તથા શિવ તેમની ભક્તિ

કે ઉપાસના સંભવી શકે છે, પણ આ બેમાંથી જો મોક્ષ જોઈતો હોય તો તે વિષ્ણુ દ્વારાજ મેળવી શકાય છે.

શિષ્ય—એ બરાબર સમજાયું નહિ.

ગુરુદેવ—તે યુક્તિથી હું તને સમજાવું છું. જોકે શિવ અને વિષ્ણુ ઉભય ભોગ તથા મોક્ષરૂપી ફળને આપવા સમર્થ છે પણ લોકમાં એવો નિયમ જોવામાં આવે છે કે, જે સ્વામી પોતે અમુક પદાર્થનો ઉપભોગ કરતો હોય તે બીજાને (સેવકને) આપતો નથી. એ યુક્તિથી વિચાર કરતાં સમજાય છે કે શિવ ભોગ આપે છે અને વિષ્ણુ મોક્ષ આપે છે વિષ્ણુને ભોગ પ્રિય છે, શિવને મોક્ષ પ્રિય છે. પુરાણ પ્રમાણે શિવ અનેક પ્રકારના ભોગોનો ત્યાગ કરીને ભસ્માદિકને ધારણ કરીને મુક્તિનોજ અનુભવ કરે છે. તેથી પોતાને પ્રિય મુક્તિ તે બીજાને ન આપે. વળી વિષ્ણુ એ સત્વગુણ પ્રધાન હોવાથી તેમની ભક્તિથી મોક્ષ મળે છે. આનો અર્થ એમ સમજવાનો નથી કે શિવ મોક્ષ આપતા નથી. તે પણ પાશુપત શાસ્ત્રમાં જણાવ્યા મુજબ કવચિત્ પોતાના ઘણા પ્રિયને તે આપે છે. એ પણ લોકનો ન્યાય છે. પોતાને ભોગ્ય વસ્તુ કવચિત્ અતિ પ્રિયને અપાય છે તે મુજબ તેઓ પણ આપે છે. પણ સામાન્યતઃ આ યુક્તિ પ્રમાણે વિષ્ણુ બહુધા મોક્ષ આપે છે અને શિવ ભોગ આપે છે.

શિષ્ય—'વિષ્ણુ મોક્ષ આપે છે' એ વસ્તુ સમજાઈ, પણ એમને એમ કોઈ પણ સાધનની અપેક્ષા સિવાય મોક્ષ આપતા હશે કે વારુ?

ગુરુદેવ—સાધનની અપેક્ષા તો રહે છે પણ તે બાહ્ય સાધનો નહિ પણ આન્તર સાધન જોઈએ. આ આન્તર સાધન એટલે શ્રવણાદિ ભક્તિ. કારણ કે જ્યાં સુધી જીવ સદોષ હોય ત્યાં સુધી તે મોક્ષનો અધિકારી બનતો નથી. નિર્દોષજ મોક્ષ માટે લાયક થાય છે. આ દોષ દૂર કરવાને ભક્તિ, પ્રભુ માટેનો પ્રેમ એ મુખ્ય છે. જીવ સ્વભાવથી દોષરૂપ છે. પણ પ્રભુ માટેનો પ્રેમ થતાં તે દોષો દૂર થઈ જાય છે. જેમ મળથી આચ્છાદિત જળાશયમાં નિર્મળીનો સ્પર્શ થતાં જળ એકદમ સ્વચ્છ થઈ જાય છે, તેમ ભક્તિનો સ્પર્શ માત્ર તેના દોષોને દૂર કરે છે. પ્રભુ માટેનો પ્રેમ ઉત્પન્ન થયા પછી, 'હું ભગવાનનો દાસ છું' એવી તદીયતાની ભાવના સ્ફુરે છે, અને તેથી જીવ પોતાનું સર્વસ્વ ભગવાનને સમર્પણ કરે છે. શ્રવણાદિ દોષો દૂર કરે છે અને આત્મસમર્પણ જીવને મોક્ષ માટેની યોગ્યતા આપે છે. આ પ્રકારના સાધનની અપેક્ષા છે. પણ આ સાધન બાહ્ય નથી માટે તેને આપણે સાધનરૂપ માનતા નથી. કારણ કે આ બધું પ્રભુની કૃપાથીજ બની આવે છે.

શિષ્ય—તમે તો અહિંઆં વિષ્ણુની ભક્તિની વાત કરી, તો પછી કૃષ્ણભક્તિ જૂદી હશે વારુ?

ગુરુદેવ—જો સાંભળ. પરમતત્ત્વ એ કૃષ્ણજ છે. વેદમાં જેને બ્રહ્મ, આત્મા રૂપે ઓળખાવે છે, અને પુરાણમાં જેને પરમાત્મા ઈશ્વર કહે છે, તેજ કૃષ્ણ છે. તે પૂર્ણ પુરુષોત્તમ રસરૂપે છે. બ્રહ્મા વિષ્ણુ અને શિવ તેનાંજ રૂપો છે. પણ તે વિભૂતિરૂપો છે. વિષ્ણુ એ સત્ત્વગુણ યુક્ત છે, જ્યારે કૃષ્ણ એ ગુણાતીત છે, નિર્ગુણ છે. વિષ્ણુની ભક્તિ મોક્ષ આપે

છે, પણ તે મોક્ષ સગુણાવસ્થાનો છે, નિર્ગુણ નહિ. નિર્ગુણ આનંદસ્વરૂપ મોક્ષ તો કૃષ્ણની ભક્તિથી મળે છે. ટુંકમાં આખા ગ્રંથનો સાર આટલો છે પુરુષાર્થો ચાર છે. તેનો બે દૃષ્ટિએ વિચાર કરવામાં આવ્યો છે ઈશ્વરેજ તે સંબંધી વિચાર કરેલા પુરુષાર્થો જીવોના કલ્યાણ માટે અલૌકિક કહેવાય છે અને ઋષિ મુનિઓએ વિચાર કરેલો તે લૌકિક કહેવાય છે. ઈશ્વરવિચારીત પુરુષાર્થોનું પ્રતિપાદન વેદમાં છે. જીવવિચારિત પુરુષાર્થમાંથી 'ધર્મ'નું જો જ્ઞાન મેળવવું હોય તો ધર્મશાસ્ત્રમાંથી સમજાશે. 'અર્થ' માટે અર્થશાસ્ત્રો જોવાં, કામ માટે વાત્સ્યાયનાદિ જેવાનાં કામશાસ્ત્ર જોવાં, અને મોક્ષ માટે મોક્ષશાસ્ત્રો જોવાં, આ મોક્ષ પુરુષાર્થના બે પ્રકારો છે (૧) સ્વતઃ મોક્ષ અને (૨) પરતઃ મોક્ષ. સ્વતઃ મોક્ષ એટલે પોતાના સાધનને અધીન મોક્ષ તે. એનું પ્રતિપાદન સાંખ્ય શાસ્ત્ર તથા યોગશાસ્ત્રમાં છે. સાંખ્યશાસ્ત્ર પ્રવૃત્તિનો ત્યાગ કરવાનું કહે છે, જ્યારે યોગશાસ્ત્ર ત્યાગ નહિ કરતાં ચિત્તવૃત્તિઓને રોધવાનું જણાવે છે. અને તે રીતે સાંસારિક દુઃખની નિવૃત્તિનો ઉપાય સુચવે છે. પરતઃમોક્ષ દેવોથી મેળવી શકાય છે. બ્રહ્માદિ દેવોમાં વિષ્ણુજ મોક્ષ આપી શકે છે, પણ વિષ્ણુ એ સત્વગુણ રૂપ હોવાથી તેમનાથી પણ મળતો મોક્ષ સગુણ છે. કૃષ્ણ એ પૂર્ણ પુરુષોત્તમ અને નિર્ગુણ છે. તેથી તેમના તરફથી મળતો મોક્ષ નિર્ગુણ છે. એ મોક્ષનો અધિકાર પ્રાપ્ત કરવાને માટે શ્રવણાદિ તથા આત્મસમર્પણ રૂપી અન્તરંગ સાધનોની જરૂર રહે છે.

અહિંઆં જે પુરુષાર્થોનું વિવેચન કર્યું છે તે મર્યાદા દૃષ્ટિએજ. પુષ્ટિમાર્ગીય દૃષ્ટિએ નહિ.

અનનસ કે બપૈયાનું કે કોઈપણ ફળ ખાવું હોય ત્યારે આપણે છરીનો ઉપયોગ કરીએ છીએ. તેથી છરી એ મુખ્ય વસ્તુ નથી. અલબત ફળને ખાવાને માટે તેની જરૂર પડે છે. પણ મુખ્ય બાબત તો ફળનો આસ્વાદ કરવો એ છે. એ તો છરી કદાચ ન મળે તો બીજા કશાનો ઉપયોગ કરીને પણ આપણે ફળ ખાઈ શકીએ છીએ. તેજ પ્રમાણે ભોજન માટે રસોઈ કરવાને દેવતાની જરૂર છે. પણ દેવતા એ સાધન રૂપે છે, સાધ્ય તો ભોજન અને તે દ્વારા મળતું સુખ એ છે.

તેજ પ્રમાણે અર્થ એ કામ માટે હોવાથી સ્વતંત્ર પુરુષાર્થ બની શકે જ નહિ. તેમ છતાં જેઓ તેને સ્વતંત્ર પુરુષાર્થ બનાવે છે, તેઓ તેમના જીવનને વણસાડી નાખે છે. તેઓ જીવનનું સુખ ભોગવી શકતા નથી. તેમની જીવન–વાડી જેમ ઘૂમરાથી ચીમળાઈ જાય તેમ તે ચીમળાઈ જાય

ગ્રીસ દેશની એક વાર્તા છે કે, ત્યાં એક મીડાસ નામનો રહેતો હતો. તેને ધનનો ખૂબ લોભ હતો. તે ભૂખ ભાગવાને તેણે એક દેવને પ્રસન્ન કર્યા એ દેવ તેની આગળ પ્રકટ થયા અને વરદાન માગવાને કહ્યું ત્યારે તેણે માગ્યું કે 'હે દેવ, મને એવું વરદાન આપો કે હું જે કોઇ ચીજને સ્પર્શ કરૂં તે બધી સુવર્ણ રૂપ બની જાય. દેવ 'તથાસ્તુ' એવું વાકય ઉચ્ચર્યા અને અદૃશ્ય થયા. દેવના અંતર્ધાન થયા પછી તેણે જોયું કે જે પલંગ ઉપર તે સૂતો હતો તે બધો તેના શરીરના સ્પર્શથી સોનાનો થઇ ગયો. ગાદલાં, ઓશીકાં, ચાદર બધુંએ સોનાનું, પછીથી તે પલંગ ઉપરથી [illegible] ને મકાનની બારીને અડકયો, તે પણ સોનાની થઇ [illegible] પછી તો તેના લોભનો પાર જ ન રહ્યો. તેથી તેણે

ઘરમાં જે જે વસ્તુઓ હતી તે તમામને સ્પર્શ કરીને સોનાની બનાવતો ગયો. પછીથી ઘરની બહાર તેના બગીચામાં આવ્યો. ત્યાં દરેક ફૂલ છોડ, ઝાડ, લતાઓ વગેરેને સ્પર્શ કરવા લાગ્યો, અને તે બધાં પણ સોનાનાં થઈ ગયાં. આમ લોભમાં ને લોભમાં આગળ ખેંચાતાં, તે ઘણી વસ્તુઓ ઉપર અખતરો કરવા લાગ્યો, અને છેવટે થાકી ગયો. એવામાં તેને તરસ લાગી આથી પાણી પીવાને માટે જળપાત્ર લીધું તો તે પણ સોનાનું થઇ ગયું. અંદરનું પાણી પણ સોનાનું તેના ભોજનને માટે તેની પુત્રી ખોરાક લેઇને આવી, તેનો સ્પર્શ થતાં તે ભોજન પણ સોનાનું થઈ ગયું અને તેની પુત્રીનો દેહ પણ સોનું બની ગયું. આથી તે હવે મૂંઝાયો. પુત્રીની એ દશા થયેલી જોઈને તેની આંખમાં આંસુ આવ્યાં. તે બહુ જ અકળાયો. તેને દ્રવ્યના લોભ ઉપર ખૂબ તિરસ્કાર થયો. તે ગદ્‌ગદ્ કંઠે પાછો દેવને વિનવવા લાગ્યો કે, હે દેવ! મારી પુત્રીને સજીવન કરો. પણ જ્યાં સુધી તેનો પહેલાંનો 'વર' પાછો ખેંચી લેવામાં ન આવે ત્યાં સુધી આ શક્ય નહોતું. આથી તેને સુવર્ણ પ્રાપ્તિનો લોભ છોડવો પડયો. દેવે આપેલો વર તેની જ ઇચ્છાથી પાછો સંકેલી લીધો. ત્યારે જ તેની પુત્રી સજીવન થઈ. આ કથામાંથી એ વસ્તુ આપણે સમજીએ છીએ કે, કેવળ અર્થનો લોભ એ અર્થ નથી પણ તે અનર્થરૂપ છે. તે સુખ પ્રાપ્તિમાં કંટકરૂપ નીવડે છે. અર્થના લોભથી મોટી મોટી શહેનશાહતો ડગી ગઈ. રોમન સામ્રાજ્યની પડતી તેને લીધે જ થઈ છે એમ ઇતિહાસ કહે છે. દુર્યોધનનું રાજ્ય જે નાશ પામ્યું અને સાથે કૌરવ વંશનો ઉચ્છેદ થયો તેનું કારણ પણ આ અર્થ છે. મેકબેથે પોતાના ઘરમાં અતિથિ તરીકે

આવેલા ડંકન રાજાનું ખૂન કર્યું તેનું કારણ પણ અર્થ છે. બીશપ હેટોની પાસે પુષ્કળ વધારાનું અનાજ તેના ભંડારમાં હતું, છતાં દુકાળીઆઓને તેમાંથી કંઈપણ ન આપ્યું તેથી તેની લોભવૃત્તિ ઉંદરનું રૂપ લેઇને આવી અને તેના ભંડારનું તમામ અનાજ ખાઈ ગયાં એટલું જ નહિ પણ તેના દેહને એ ખાવા લાગ્યા. 'અર્થ' એ એવો ભૂણારવો છે કે જેમ જેમ તેને વધારે ખોરાક આપો તેમ તેમ એ ભૂખ્યો જ રહે. અગ્નિ જેમ ધરાય નહિ, તેમ 'અર્થ' પણ ધરાય નહિ. સર્પના જેવો છે. સર્પ તેને દુધ પાનારનો પણ પ્રાણ લે છે તેમ આ 'અર્થ' તેના રક્ષકનો પણ પ્રાણ લે છે. 'અર્થ' પોતાના સેવક થનારને તો ખૂબ દુઃખ દે છે. આથી 'અર્થ'ને સ્વતંત્ર પુરુષાર્થ ગણવો એ જીવન માટે હિતાવહ નથી. કામના સાધન તરીકે જ તેનો ઉપયોગ કરવો, તે યોગ્ય છે.

ઉપરની દૃષ્ટિએ વિચાર કરતાં, અર્થ કરતાં 'કામ'નું સ્થાન વધારે ઉંચુ છે. પણ એ કામ તે આધિભૌતિક સુખ-વાદીઓ જણાવે છે તેવા પ્રકારનું નહિ. જેને દુન્યવી સુખ કહીએ છીએ તે વસ્તુતઃ સુખ નથી પણ સુખાભાસ છે. તે ઝાંઝવાનાં નીરના જેવું છે. તે મનુષ્યને તેના તરફ ખેંચે છે, પણ તેની પાછળ ઘેલા થનારાઓ આખરે છેતરાય છે. તે મોહક છે તેથી ઘણા અંજાઈ જાય છે. લોકમાં દેખાતું કનક, કામિની, કીર્તિ કે સત્તાનું સુખ તે ખરૂં સુખ નથી. મનુષ્ય તે કેવળ દેહ નથી પણ આત્મા એ છે. દેહ અને આત્મા ઉભય મળીને દેહી બને છે. આત્મા વગર દેહથી મનુષ્ય દેહી ગણાતો નથી. આથી દેહનું સુખ તે સુખ નથી. પણ આત્માને જે સુખ આપે તે સુખ.

તો કયું સુખ આત્માનું સુખ આપનાર છે, અને કયું દેહનું, તે આપણને 'ધર્મ'થી સમજાય છે. આથી કામની ધર્મની સહાયની જરૂર છે. ધર્મચક્ષુથી કામનું સ્વરૂપ સમજવાનું છે. તે વગર કામનું યથાર્થ સ્વરૂપ સમજાય એવું નથી. આત્માના સુખ વાળો કામ એ નગદ સાચો શીક્કો છે અને દેહના સુખ વાળો કામ, એ ખોટો શીક્કો છે. એ ખોટા શીક્કા નામના જ શીક્કા છે. તેનાથી કોઈપણ વસ્તુ બજારમાંથી આપણને મળતી નથી. જેઓને આ શીક્કો ખરો છે કે ખોટો છે તે પારખવાની શક્તિ નથી તેઓ છેતરાય છે. તેઓ ખરા શીક્કાને બદલે ખોટા શીક્કા સંગ્રહે છે, અને શીક્કા હોવા છતાં નિર્ધન બને છે. તેજ રીતે ખરા કામને બદલે ખોટા કામની પાછળ ધમપછાડા કરવાથી મનુષ્ય દુઃખી થાય છે. પાણીમાં પતાસુ નાખતાં જેમ પીગળી જાય છે, તેમ 'લૌકિક કામ'નું સુખ તે નશ્વર છે. રાવણે તે 'કામ'ને શોધવા જતાં પોતાનો વિનાશ મેળવ્યો. જેમ મહાભારતની કથા. 'અર્થ'ને સ્વતંત્ર પુરુષાર્થ માનવાથી તે અનર્થરૂપ બને છે એમ જણાવે છે. તેમ રામાયણની કથા. 'કામ'ને સ્વતંત્ર પુરુષાર્થ માનવાથી તે અનર્થ રૂપ બને છે એમ જણાવે છે. ચિત્ર ગમે તેટલું સુંદર હોય પણ જો તેને સારી ફ્રેઇમમાં જડવામાં ન આવે તો તેનું સૌંદર્ય થોડાક સમયમાં લોપ પામે છે, તેમ 'કામ'ને પણ 'ધર્મ'થી મર્યાદિત કરવો જોઈએ. ચિત્રના કાગળ તથા રંગ વગેરેને સ્થાને 'અર્થ' છે, ચિત્રને સ્થાને 'કામ' છે, અને ફ્રેઇમને સ્થાને 'ધર્મ' છે. આ ધર્મથી જો 'કામ'ને સુરક્ષિત રાખવામાં આવે તોજ તે કામ જીવનને સુખરૂપ બનાવે છે. બીજી રીતે કહીએ તો કામ એ સ્વતંત્ર

પુરુષાર્થ થવાને લાયક નથી. જેમ પશુને પાલકના દબાણ નીચે રાખવામાં આવે તોજ તે સીધી રીતે ચાલે છે. તેમ કામને પણ ધર્મના દાબ નીચે રાખવાની જરૂર છે. ધર્મ એટલે યજ્ઞ, તપ, દાન, વ્રત, પુણ્ય, શમદમાદિ સાધન વગેરે એ ધર્મની મદદથી જ મોક્ષ તરફ જઈ શકાય છે.

મોક્ષ એ ચતુર્થ પુરુષાર્થ છે. આપણાં શાસ્ત્રો તેને જ મુખ્ય પુરુષાર્થ કહે છે. ઉપરના ચાર પુરુષાર્થોમાં ' અર્થ ' જેમ સાધન રૂપે છે તેમ ધર્મ પણ સાધન રૂપે છે. કામ અને મોક્ષ એ સાધન રૂપ નહિ પણ ફલ રૂપ. પણ ' કામ ' એ લૌકિક સુખને આપે છે કે જે વસ્તુતઃ સુખ નથી પણ દુઃખ રૂપ છે, જ્યારે મોક્ષ એ અલૌકિક સુખ આપે છે. જે સુખ શાશ્વત છે. આથી મોક્ષ એજ મુખ્ય પુરુષાર્થ છે.

એ મોક્ષના જૂદા જૂદાઓ જૂદો જૂદો અર્થ કરે છે. કેટલાકો કહે છે કે, સંસારના ત્રિદુઃખમાંથી નિવૃત્તિ તેનું નામ મોક્ષ. કેટલાકો કહેશે કે આ દુઃખ આપણને સંસારની પ્રવૃત્તિને લીધે છે. એ પ્રવૃત્તિ મનુષ્યની પ્રકૃતિ તેની પાસે કરાવે છે. માટે તે પ્રવૃત્તિથી અલગ રહેવું તેનું નામ મોક્ષ. બીજા કહેશે કે, એ પ્રવૃત્તિ પોતે દુઃખ ઉત્પન્ન કરતા નથી. દુઃખ કરનાર મનની વૃત્તિઓ છે, તેને રોધવી તેનું નામ મોક્ષ. ત્રીજા કહેશે કે ના, સંસારમાં અજ્ઞાનને લીધે આપણી બુદ્ધિ વિચાર કરી શકતી નથી. એ અવિદ્યાને લીધે બ્રહ્મનું સ્વરૂપ આપણે ભૂલી ગયા છીએ એટલે આપણને દુઃખનું ભાન થાય છે. વસ્તુતઃ દુઃખ છે જ નહિ. એ દુઃખની નિવૃત્તિ થવાને

માટે અવિદ્યા-અજ્ઞાન દૂર થવું જોઈએ. અવિદ્યા ટળી એટલે મોક્ષ મળ્યો.

શ્રી વલ્લભાચાર્ય કહે છે કે, કેવળ દુઃખની નિવૃત્તિ એ મોક્ષ નથી એવો મોક્ષ પુરુષાર્થ થવાને લાયક નથી. દુઃખની નિવૃત્તિની સાથે સુખની પ્રાપ્તિ જો ન હોય તો કોઈપણ પુરુષ કોઈ કામ કરે જ નહિ. મોક્ષ એટલે સાંસારિક દુઃખની નિવૃત્તિ અને અલૌકિક સુખની પ્રાપ્તિ આ અલૌકિક સુખની પ્રાપ્તિ એટલે ભગવાનની સાથે સાયુજ્ય મેળવવું, અગર તેમની સાથે રસાનન્દનો અનુભવ કરવો તે છે. ખરો મોક્ષ આજ છે. આ 'મોક્ષ' તેજ ખરેખરૂં સુખ છે. આની પ્રાપ્તિ માટે આપણા ઈતર પુરુષાર્થોને આપણે જૂદી દૃષ્ટિએ જોવા જોઈએ. જે ભક્ત છે તેને મન તો પુરુષાર્થોના લૌકિક અને અલૌકિક એવા ભેદો હોઈ શકે જ નહિ. તેનું જીવન પ્રભુને માટે જ છે. એટલે પ્રભુ જ એ તેનો 'પુરુષાર્થ' છે. ભક્તને જે કંઈ મેળવવાનું છે તે પ્રભુ જ છે, માટે તે 'અર્થ' રૂપે છે. પ્રભુને જ ચહાવાના છે માટે તે કામરૂપ છે, તેમને જ ઉદ્દેશીને ભક્તિ કરવાની છે માટે તે ધર્મરૂપ છે, અને તેજ પરમ આત્યન્તિક સુખરૂપ છે માટે તે મોક્ષ છે. આ રીતે તમામ પુરુષાર્થોને પ્રભુમાંજ ઘટાવવાં જોઈએ. આથી વસ્તુતઃ ચાર પુરુષાર્થો નથી, પણ એકજ પુરૂષાર્થ છે. અને તે એકજ પુરૂષાર્થના અવયવરૂપ છે. મકાનના ચાર પાયાની આ ચાર, ધર્મ, અર્થ, કામ અને મોક્ષના પાયા ઉપર ભક્તની પુરુષાર્થની ઈમારત હોય છે. એટલે આ ચાર પુરુષાર્થો એક બીજાની સાથે જોડાયલા છે.

ચતુઃશ્લોકી ગ્રંથમાં શ્રી વલ્લભાચાર્યજી આ રીતે પુષ્ટિ-

માર્ગીય પુરુષાર્થોનું પ્રતિપાદન કરે છે. પ્રભુને સર્વભાવથી સર્વદા ભજવા તેનું નામ ધર્મ. પ્રભુમાં શ્રદ્ધા રાખીને લૌકિક કે અલૌકિક સર્વ બાબતોમાં નૈશ્ચિન્ત્ય રાખવું તેનું નામ અર્થ. સર્વાત્મ ભાવથી લૌકિક વૈદિક સર્વ કામનાઓનો ત્યાગ કરીને પ્રભુમાંજ ચિત્તની આસક્તિ થવી તેનું નામ કામ. અને તે પ્રભુનું સ્મરણ ભજન સતત કરવાથી સંસારની બધી આસક્તિ છુટી જતાં જીવભાવ ટળી જાય અને પ્રભુના આનંદસ્વરૂપનો અનુભવ થાય તેનું નામ મોક્ષ છે. પુષ્ટિમાર્ગીય ભક્તોએ જે પુરુષાર્થ પ્રાપ્ત કરવાનો છે તે ઉપર જણાવેલો તે છે.

---

# શ્રી વલ્લભાચાર્યજીના મતે ધર્મભાવના.

'ધર્મ' એ શબ્દ ઘણોજ સાધારણ થઇ ગયો છે. તેની વ્યાખ્યા આપવાની ખિલ્કુલ જરૂર નથી. દરેક મનુષ્ય 'ધર્મ' શબ્દનો ઉપયોગ કરે છે અને છતા એ 'ધર્મ'નો અર્થ બરાબર સમજતો હશે કે કેમ તે શંકાસ્પદ છે.

વ્યુત્પત્તિના નિયમ પ્રમાણે ધર્મ શબ્દ ધૃ ધાતુમાંથી નીકળ્યો છે. ધૃના (૧) ધારણ કરવું તથા (૨) દેવું હોવું એવા બે અર્થો છે. જે નિયમથી જીવન ધારણ કરી શકાય તે ધર્મ એવો એક અર્થ થયો. કેવળ મનુષ્યજીવન પરત્વેજ નહિ, પણ જડ પદાર્થો પરત્વે પણ આ રીતનું લક્ષણ ઘટી શકે છે. વસ્તુ માત્રને જે ધારણ કરી શકે અને તેના અસ્તિત્વને ટકાવી શકે છે. તે ધર્મ કહેવાય જો તે ન હોય તો વસ્તુ ટકી શકેજ નહિ. અગ્નિનું અસ્તિત્વ તેમાં રહેલા ઉષ્માને લીધે છે. તે ઉષ્મા હોવાથી અગ્નિ અગ્નિ કહેવાય છે. જો તે ન હોય તો અગ્નિનાં નામ તથા રૂપજ ન રહે. માટે 'ઉષ્મા' એ અગ્નિનો ધર્મ છે. 'જળ' માં શૈત્ય, આકાશમાં શબ્દગુણ એ એના ધર્મ છે. આ ધર્મજ તે વસ્તુના પ્રાણ

રૂપે છે. તેની સાથે એવી રીતે ઓતપ્રોત થઈ જાય છે, કે આ-પણે તેને નોખો કાઢી શકતા નથી, છતાં તે તે પદાર્થના સમસ્ત પ્રદેશમાં તે વ્યાપે છે. ધર્મ કેવળ ગુણરૂપે નથી પણ તે અમુક પ્રકારનું કાર્ય પણ કરાવે છે. જે પદાર્થમાં તે હોય તેની પાસે અમુક કાર્ય કરાવે છે. તે ભાવ રૂપે નથી પણ ક્રિયા રૂપે છેજ. જળમાં 'શૈત્ય' ગુણરૂપે રહેલ હોવા છતાં, તે ગુણની સ્ફુર્તિ આપણને ક્રિયા રૂપેજ જણાય છે. જળને સ્પર્શ કરતાંની સાથે આપણને 'શીત'ની અસર થાય છે; અને તે ઉપરથી આપણે જાણીએ છીએ કે જળમાં શીતળતાનો ગુણ અગર ધર્મ રહેલો છે. આકાશનો ધર્મ 'શબ્દ' છે; તેનું જ્ઞાન આપણને ત્યારેજ થાય છે કે જ્યારે આપણે અમુક શબ્દનો ઉચ્ચાર કરીએ. તેને લીધે વાતાવરણમાં આંદો-લન પોતાની મેળે થાય છે અને આકાશ પોતામાં રહેલા શબ્દગુણને બહાર પ્રકટ કરે છે. આથી ધર્મ એટલે જીવનને ધારણ કરનાર, એ ખરૂં; પણ તે ગુણરૂપે તથા ક્રિયારૂપે એમ ઉભયરૂપે રહેલ છે. જીવનને પણ ધારણ કરનારો (ટકાવી રાખનારો) ધર્મ તે કેવળ ગુણરૂપે નથી પણ ક્રિયારૂપે છે. કોઈ પણ વસ્તુનો ધર્મ એટલે તેનો સ્વભાવ. સૂર્યમાં રહેલી પ્રભા તે તેનો ધર્મ છે.

ઉપરની દૃષ્ટિએ વિચાર કરતાં આપણને એવું જણાય છે કે જેટલા પદાર્થો તેટલા તેમના ધર્મો નોખા. અને એકનો ધર્મ તે બીજાનો નહિ. અગ્નિનો ધર્મ, જળનો ધર્મ, આકા-શનો ધર્મ, પુષ્પનો ધર્મ, એમ દરેકના ધર્મ જૂદા જૂદા. કારણ કે દરેક વસ્તુનું વ્યક્તિત્વ એક બીજાથી નોખું છે. આમ

હોવાથી ધર્મના ભેદો અનન્ત થઈ જાય. વળી તે જૂદા જૂદા ધર્મો પરસ્પર વિરોધી હોવાથી તેમની વચ્ચે એકતાજ ન રહે. અને એકતાના અભાવે જગતની જે સ્થિતિ છે અને જે કોઈ પ્રવૃત્તિ ચાલી રહી છે તેજ સંભવી શકે નહિ. પણ એવો ભય રાખવાની જરૂર નથી. કારણ કે ધર્મના આ ભેદો તે તે પદાર્થોએ સર્જેલા નથી, પણ તે બધા પદાર્થો જેમાંથી ઉત્પન્ન થએલા છે, તેણેજ પ્રત્યેક પદાર્થમાં વિશિષ્ટ ધર્મ મૂકયો છે. સૂર્ય, ચંદ્ર, તારાઓ, અગ્નિ, જળ ઈત્યાદિ સ્થાવર પદાર્થો કે પશુ, પક્ષી, મનુષ્ય વગેરે જંગમ સૃષ્ટિ એ બધી એકજ પરમ તત્ત્વમાંથી ઉત્પન્ન થયેલી છે. તે એકજ તત્ત્વે તેને સર્જી છે, અને તેણેજ તેને જૂદા જૂદા ઘાટ આપ્યા છે.

જેમ સુવર્ણના જૂદા જૂદા ઘાટ બનાવવામાં આવે, પણ તે જૂદા જૂદા ઘાટો એકબીજાથી નોખા આપણને જણાય, પણ આંતર દૃષ્ટિથી વિચાર કરતાં તે બધા એકજ છે, કારણ કે બધામાં 'સુવર્ણ' છે. 'ઘાટ'ની પૂર્વ દશામાં તે સુવર્ણરૂપે છે. ઘાટ ઓગાળી નાખવામાં આવે તો પણ તે 'સુવર્ણ' છે. આથી મૂળ રૂપે તે સુવર્ણ છે. તેજ પ્રમાણે જૂદા જૂદા જે ધર્મો દેખાય છે તે બધા એકજ ધર્મીમાંથી ઉત્પન્ન થયા છે. તેણેજ પોતામાંથી પ્રકટ કરેલા પદાર્થને અમુક ધર્મ (સ્વભાવ) આપ્યો છે. એટલુંજ નહિ પણ તે બધા સૃષ્ટ પદાર્થોની અંદર પોતેજ વ્યાપેલ છે, અર્થાત્ એક ધર્મીજ વિવિધ ધર્મ રૂપે પ્રકટ થયેલ છે. સમુદ્રનું પાણી જેમ તરંગ, ફેણ, પરપોટા, મોજા એમ જૂદા જૂદા રૂપે દેખાય છે તેમ અહિંઆં એકજ 'ધર્મી' સર્વત્ર જૂદા જૂદા ધર્મરૂપે દેખાય છે. આ

જૂદાપણું તેની ઇચ્છાથી છે, માટે તે મિથ્યા નથી પણ સાચું છે. ધર્મો જૂદા જૂદા છતાં ધર્મી એક છે. આથી વસ્તુના સ્વભાવરૂપે ગુણ તથા ક્રિયા રૂપે પ્રકટ થતો ધર્મ તેજ હોવો જોઇએ કે, કેવળ તે પદાર્થ માત્રના સ્વભાવનું આપણને જ્ઞાન કરાવે. એટલુંજ નહિ, પણ સાથે સાથે મૂળ ધર્મી સાથેનો સંબંધ પણ બતાવે. અર્થાત્ ખરો ધર્મ તેજ છે કે જે ધર્મીની સાથે સંબંધ બાંધી આપે. મનુષ્યના જીવનનો ધર્મ તેને કેવળ ધારણ કરવાનું સામર્થ્ય આપે એવો હોવોજ જોઈએ; એટલુંજ નહિ, પણ તે જીવનના આપનાર પરમાત્માની સાથેનો સંબંધ મેળવી આપે તેવો હોવો જોઇએ. કેવળ ધર્મ એ ધર્મ નથી, પણ ધર્મીની સાથે જોડાયલો ધર્મ એજ ખરો ધર્મ છે.

ધર્મીના સંબંધેજ ધર્મનો વિચાર થઈ શકે એમ આપણે જોયું. એટલે ધર્મી જેટલો વ્યાપક હોય તેટલોજ વ્યાપક 'ધર્મ' હોવો જોઈએ. ધર્મનો પ્રકાશ તે કોડીઆના દિવાના પ્રકાશ જેવો મર્યાદિત નથી, પણ સૂર્યના પ્રકાશ જેવો છે. તે પ્રકાશને કાળની કે સ્થળની મર્યાદાઓ હોઈ શકે નહિ. તે પાંજરામાં પૂરેલા પક્ષીના જેવો નથી, પણ સ્વતંત્ર વાતાવરણમાં વિહાર કરતા પક્ષી જેવો છે. તે પક્ષીને જો પાંજરામાં પૂરવામાં આવે તો તે પોતાનું સુંદર ગાન ગાઈ શકતો નથી. એટલુંજ નહિ પણ થોડાક સમયમાં તેની ઉડ્ડયન કરવાની શક્તિને ગૂમાવી બેસે છે, અને વહેલું મરણ શરણ થાય છે. મર્યાદિત ધર્મ તે એવા પ્રકારનો છે. પણ ખરો ધર્મ બ્રહ્માણ્ડ વ્યાપી હોય છે. કોઈપણ સ્થળે અને કોઈપણ સમયે

તે ધર્મ હોઈ શકે છે. તે પક્ષીઓ માટે છે, પશુઓ માટે છે, અને મનુષ્યો માટે પણ છે. બધાંઓના જીવનમાં એક સરખો પ્રકાશ તે બધાંને સર્જનાર 'ધર્મી' પરમાત્માનો છે.

ત્યારે તે ધર્મનું વ્યાપક સ્વરૂપ કયું ? તે હવે આપણે સમજીએ. શ્રીમદ્ ભાગવતના પ્રથમસ્કંધના પ્રથમાધ્યાયના દ્વિતીય શ્લોકનાં શ્રીસુબોધિનીજીમાં શ્રીવલ્લભાચાર્યજી આ પ્રશ્નની સમીક્ષા કરતાં લખે છે 'धर्मो ज्ञानं च साधनम् । भगवदाविर्भावः साध्यम् ॥ तदनु तत्र प्रवेशः फलम्, ધર્મ અને જ્ઞાન એ સાધન છે, ભગવાનનો આવિર્ભાવ થાય તે સાધ્ય અને પછી ત્યાં પ્રવેશ થાય તેનું નામ ફલ, અર્થાત્ ધર્મસાધન દ્વારા ધર્મીની પ્રાપ્તિ થાય તેજ ધર્મ છે. જેમ કાષ્ટમાં રહેલો અગ્નિ મંથન દ્વારા પ્રકટ થાય છે, તેમ ધર્મ દ્વારા ધર્મીને પ્રકટ કરવાનો છે. કાષ્ટમાં અગ્નિ રહેલો છે તે ભાન આપણને નથી, પણ જ્યારે તે બહાર પ્રકટ થાય છે ત્યારેજ આપણે તે જાણી શકીએ છીએ. તેમ દરેક જીવાત્મા પરમાત્માના અંશરૂપ હોવાથી તેમાં પરમાત્મા છે. પણ જીવાત્માને તેનું ભાન થતું નથી, તેનું કારણ અવિદ્યા છે. એ અવિદ્યા જીવને સંસારમાં એવી રીતે ફેંકી દે છે કે તે જીવ પોતાનું મૂળ સ્વરૂપજ ભૂલી જાય છે. અવિદ્યા એટલે અજ્ઞાન. એનાં પાંચ આવરણો અગર પર્વો છે. જેમ કોઈ માણસની આંખની સામે એક નહિ પણ પાંચ પાટા બાંધ્યા હોય અને તે તદ્દન આંધળો બની જાય, તેવી રીતે જીવને અવિદ્યા પાંચ આવરણોમાં ઘેરી લે છે. એ આવરણોની દિવાલોમાં જકડાયેલો જીવ પોતાના ધર્મી ભગવાનને તદ્દન ભૂલી જાય છે,

અને રાગ દ્વેષવાળા સંસારને સાચો માની લે છે. તે પાંચ આવરણો તે દેહાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ, અંતઃકરણાધ્યાસ અને સ્વરૂપ વિસ્મૃતિ છે. જ્યારે આ પાંચ આવરણો દૂર થઈ જાય ત્યારેજ જીવને પોતાના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય. તે માટે વિદ્યા (ધર્મી વિષેના જ્ઞાન)ની જરૂર છે. આનું નામજ ધર્મ કહેવાય છે. પણ ધર્મનું કર્તવ્ય કેવળ આવરણોને છેદીને જીવને પોતાના ધર્મીનું ભાન કરાવવા પૂરતું નથી પણ તે ધર્મીની સાથે તેનો સંબંધ કરાવી આપવો એ પણ છે. જ્યારે તે સંબંધ થાય છે ત્યારે જીવને પોતે ભગવાન્‌નો અંશ છે એવું જ્ઞાન માત્રજ થતું નથી; પણ અંશી ભગવાન્‌નો આવિર્ભાવ તેમાં થાય છે. તે અવસ્થામાં પોતામાંથી જીવત્વ દૂર થઈ જાય છે અને તેને સ્થાને ભગવદીયત્વ પ્રકટ થાય છે. તે વખતે 'જીવ' જીવ તરીકે નથી; પણ ભગવાનના અંશરૂપ 'આત્મા' તરીકે હોય છે. આ રીતે જીવને પોતાના મૂળરૂપનું ભાન કરાવીને તે રૂપની સ્ફૂર્તિ જીવમાં કરાવીને તેને અસલ સ્વરૂપમાં ફેરવી નાંખવું તે ધર્મનું કર્તવ્ય છે. જેમ અશુદ્ધ સોનાને અગ્નિમાં નાંખતાં તેની અશુદ્ધિઓ દૂર થાય છે અને તે સોનું પોતાના શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરે છે, તેમ ધર્મ-જીવનની અશુદ્ધિઓને દૂર કરે છે અને તેને તેના શુદ્ધ સ્વરૂપમાં બદલી નાખે છે. જે ધર્મમાં આ શક્તિ છે તેજ ખરો ધર્મ હોઈ શકે. અર્થાત્ મનુષ્યના જીવનમાં ભગવાન્‌નો આવિર્ભાવ કરાવી આપે તેનું નામ ધર્મ.

શાસ્ત્રોમાં ધર્મને સાધન તરીકે ઓળખાવ્યું છે, પણ તેનં સ્વરૂપ જૂદી જૂદી રીતે જણાવેલ છે. વેદના પૂર્વકા-

વેદમાં તેને યજ્ઞરૂપે કહેલ છે. સ્મૃતિઓમાં તેને 'આચાર'રૂપે ઓળખાવેલ છે. કેટલાકો 'સત્યાદિ'ને ધર્મરૂપે માને છે. કોઈ 'તપ' તથા 'યજ્ઞ'ને ધર્મ કહે છે, કેટલાકો શ્રવણાદિને ધર્મ કહે છે તો આમાં ખરૂં શું?

શ્રીમદ્ભાગવતમાં વ્યાવહારિક દૃષ્ટિએ આ ધર્મનું યથાર્થ સ્વરૂપ નક્કી કરવાની કેટલીક કસોટીઓ આપી છે. તે કસોટીઓથી આપણે ઉપર જણાવેલા ધર્મોને કસીએ તો આપણને એમ લાગે છે કે તેમાં કોઇને કોઈ ન્યૂનતા છે. તે કસોટીઓ નીચે પ્રમાણે છે.

(૧) ધર્મતત્ત્વ કાપટયથી રહિત હોવું જોઇએ. શુદ્ધ હૃદયથી અને નિષ્કપટ ભાવે કોઈ પણ લોલુપતા સિવાયનો ધર્મ હોવો જોઇએ.

(૨) તે 'વાસ્તવ' ખરો, અર્થાત્ મૂળ વસ્તુ જે બ્રહ્મ તેની સાથે સંબંધ રાખનારો હોવો જોઈએ.

(૩) તે હિત કરનાર હોવો જોઇએ. તે એવો હોવો જોઈએ કે જેથી આત્મા પોતાનું કલ્યાણ કરી શકે.

(૪)વળી ત્રણે પ્રકારના તાપો દૂર કરનાર તે હોવો જોઇએ.

આ કસોટીઓથી તપાસતાં 'યજ્ઞ'એ ધર્મરૂપ બની શકે નહિ. કારણ કે તે નિષ્કપટ ભાવથી કરવામાં આવતો નથી. સ્વર્ગકામો યજેત એ શ્રુતિ વાક્ય કહે છે કે, જેને સ્વર્ગની ઈચ્છા હોય તેણે યજ્ઞ કરવો. આ નિષ્કામ વૃત્તિથી કરવામાં આવતો નહિ હોવાથી તે 'ધર્મ' બની શકે નહિ. વળી તેનું ફળ સ્વર્ગ છે, તે 'વાસ્તવ' નથી. તે પ્રભુની સાથેનો સંબંધ

વળી તે જ્ઞાનનું ફળ મોક્ષ હોય છે અર્થાત્ સંસારમાંથી નિવૃત્તિ અગર સંસારનો લય, પણ તે ફળ પુરુષાર્થરૂપ ગણાય નહિ. આથી જ્ઞાન પણ સંપૂર્ણ ધર્મ નથી. જ્ઞાનમાં 'ભગવદીયતા' નો ભાવ ઉત્પન્ન થતો નથી. શ્રી વલ્લભાચાર્યજી भगवदीयत्वमेव परमपुरुषार्थः એ વાક્યમાં ભગવદીયતાને પુરુષાર્થ તરીકે ઓળખાવે છે. ભગવદીયતા એટલે 'હું ભગવાનનો છું, તેનો અંશ છું, એવું પ્રથમ જ્ઞાન થાય અને તે જ્ઞાનપૂર્વક ભગવાનનો આવિર્ભાવ તેમાં બને. આવો ધર્મ તેજ ખરો ધર્મ છે. તેનો સાક્ષાત્ પ્રભુની સાથે સંબંધ છે. તે ધર્મ કોઈ લૌકિક કામનાનો વિષય નથી, તેનાથી ઈતર ફળ મેળવવાનું નથી. ફક્ત પ્રભુ એજ ફળ તેનાથી મેળવવાનું છે. તેજ આત્યન્તિક કલ્યાણ કરનારૂં, અને આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક ત્રિવિધ તાપોને દૂર કરનારૂં છે. આ ધર્મ તે પ્રેમ. પ્રભુ પોતે જ પ્રેમ રૂપે–રસ રૂપે છે. અને આ ધર્મ પણ પ્રેમ રૂપે છે. આ પ્રેમ જ્યાં હોય છે ત્યાં આનંદનો અનુભવ થાય છે, માટે આનન્દરૂપ તેને કહેલ છે. આપણાં ઉપનિષદોમાં પ્રભુને પ્રેમરૂપે–આનંદરૂપે ઓળખાવેલ છે. કોઈ સ્થળે તેને માટે भूमन् શબ્દ યોજેલો છે. તેનો અર્થ ઉત્કૃષ્ટ સુખ (આનંદ) છે. જે સાધન આ આનંદરૂપ ભગવાનની પ્રાપ્તિ કરાવે તેજ ધર્મ. ભક્તિ એજ એવા પ્રકારનો ધર્મ છે. ભક્તિના બે પ્રકારો છે. સાધનરૂપા અને સાધ્યરૂપા. સાધનરૂપા ભક્તિ એટલે શ્રવણાદિ, અને સાધ્યરૂપા એટલે પ્રેમરૂપા. भक्तावपि परमप्रेम सर्वोत्कृष्टम् એ વાક્યમાં શ્રી વલ્લભાચાર્યજી પ્રેમભક્તિને જ પરમ ધર્મરૂપ માને છે.

# વાક્-સુધા.

૧. કૃષ્ણની સેવા હંમેશાં કરવી જોઇએ. માનસી સેવા મુખ્ય માનવામાં આવેલી છે. ચિત્તનું ભગવાનમાં પરોવાઈ જવું તેનું નામ સેવા છે. તે માનસી સેવા સિદ્ધ થાય તેટલા માટે શરીરની સેવા (તનુજા) અને દ્રવ્યથી થતી સેવા (વિત્તજા) ની જરૂર છે. સેવાથી સંસારના દુઃખની નિવૃત્તિ થાય છે અને બ્રહ્મનું જ્ઞાન પણ મળે છે.

(સિદ્ધાંત મુક્તાવલી)

× × ×

૨. ભક્તે આત્માનંદરૂપી સમુદ્રમાં રહેલા કૃષ્ણનુંજ ખાસ કરીને ચિન્તન કરવું જોઇએ. લોકાર્થી (સંસારાર્થી) જો કૃષ્ણને ભજે તો તે દુઃખી થાય છે. દુઃખી માણસ પણ જો કૃષ્ણને ભજે તો તેનો લોક (સંસાર) નાશ પામે છે.

(સિ. મુ.)

× × ×

૩. પુષ્ટિમાર્ગના જીવો મર્યાદામાર્ગ તથા પ્રવાહમાર્ગથી જૂદા પ્રકારના છે. તેમની સૃષ્ટિ ભગવાનની સ્વરૂપ સેવા માટે છે, બીજા કશા માટે નથી.

(પુ. પ્ર. મર્યાદા)

પશ્ચાત્તાપ શા માટે થવાં જોઇએ? હું સેવક છું અન્ય રીતે નહિ (એમ વિચારવું જોઈએ) ભગવાન્ કૃષ્ણને લૌકિક પ્રભુની માફક કદાપિ ન ગણવા જોઇએ. ભગવાનને સઘળું

દુનીઆનો એવો નિયમ છે કે જે વસ્તુ જેને યોગ્ય હોય તેનો તેની સાથે સંબંધ જોડવો. જો એ પ્રમાણે હોય તો અહિંઆં શંકાને સ્થાન છે કે પ્રાકૃત ધન વગેરે પદાર્થો તે સાંસારિક અનિત્ય હોવાથી સાક્ષાત્ અલૌકિક અને નિત્ય એવા ભગવાનને શી રીતે અર્પાય લોકમાં પણ શુદ્ર પોતાની કન્યાને વિપ્ર, ગુરુ કે પોતાના સ્વામીને આપતો નથી. પણ શુદ્રને જ આપવાને ઇચ્છે છે. આના ઉત્તરમાં જણાવવાનું કે ભગવાન્ પોતે સર્વરૂપ છે. તમામ વસ્તુ માત્ર દેવતારૂપે હોવાથી તેમાં પ્રભુ છે. જેમ દેશ અને કાલ તેમ ધન પણ દેવતારૂપે હોવાથી ભગવાન્ સાથે તેનો સંબંધ સંભવી શકે છે.

સુ. ૧૦. ઉ. ૨૫-૧૯.

× × ×

૧૨. લક્ષ્મી કલ્યાણ કરનારી છે પણ કયારે ? જો તે સમૂલ હોય તોજ. લક્ષ્મીનું મૂલ ધર્મ વગેરે છે તેને આધારે જ તે ટકે છે જો ધર્માદિરૂપી મૂળ ન હોય તો તે મૂળ વગરની થઈ જાય અને ક્ષણવારમાં જતી રહે. આવા પ્રકારની લક્ષ્મીને ભગવાનની માયાથી મોહિત થએલાઓ નિત્ય તથા અચલ માને છે. આથી આ લક્ષ્મી મોહ ઉત્પન્ન કરનારી હોવાથી તે મૂલ વગરની એટલે નિર્મૂલ જ છે. તેટલા માટે તે સારી નથી. અલ્પકાળમાં તેનો નાશ થાય છે, અને બધાનો તે નાશ કરે છે. આ રીતે તેની અનિત્યતા છે.

સુ. ૧૦. ઉ. ૧૪. ૧૦

× × ×

૧૩. જે કંઇ સંસારમાં અશુભ છે તે ધર્મથીજ દૂર ... છે. અશુભ દૂર થતાં જ્ઞાન ઉદય પામે છે. તેનાથી

વાસનાવાળી અવિદ્યા ટળી જાય છે. અવિદ્યા દૂર થતાં કેવલ આત્મા ભગવાનમાં નિષ્ટ બને છે તેથી આનંદઘન ભગવાન પ્રકટ થાય છે. તેનાથી ભક્તિ થતાં ભક્તિરસ જે સર્વદોષ દૂર કરનાર અને હમેશાં સંસારનું વિસ્મરણ કરાવવામાં કારણરૂપ છે તેનો પ્રાદુર્ભાવ થાય છે.

સુ. ૧૦-ઉ. ૩૪-૩

× × ×

૧૪. તીર્થ શબ્દથી જે બીજાને પવિત્ર કરનાર અને જાતે સ્વચ્છ છે તેને માટે વપરાય છે. તે જલ પણ હોય અને મહાપુરુષો પણ હોય. તો શું જલવાળાં સ્થળો તીર્થો નથી ? છેજ ! કારણ કે જળ બીજાઓને શુદ્ધ કરે છે માટે પણ જેવી જ્ઞાનરૂપ શુદ્ધિ મહાન્ પુરુષોથી થાય છે તેવી જળથી થતી નથી જ.

સુ. ૧૦. ઉ. ૩૫-૧૧

× × ×

૧૫. વિદ્યાનું બુદ્ધિથી ગ્રહણ કરવામાં આવે તોજ તે પોતાનું કાર્ય સિદ્ધ કરે છે. તેનું જો અભિમાન હોય તો તે મેળવ્યા છતાં નહિ મેળવ્યા જેવી બને છે. જે અધ્યયન કર્યા સિવાય હું પણ્ડિત છું એમ માને છે તેનામાં પ્રયોજનનો અભાવ હોવાથી પોતાના અર્થરૂપ વિદ્યાને મેળવશે જ નહિ. જે પારકાને દેખાડવાને વિદ્યા મેળવે છે તેની વિદ્યામાંથી તેને નટની માફક કશું ફળ થતું નથી.

સુ. ૧૦ ઉ. ૨૨-૨૭

× × ×

૧૬. પ્રેમરસ ત્રણ પ્રકારનો હોય છે-સાત્વિક, રાજસ તથા તામસ, સાત્વિક પુત્રાદિમાં સાધારણ છે. રાજસ સ્ત્રીઓ-

માંજ ધર્મસહિત હોય છે; અને તામસ તો જાર પુરુષમાં હોય છે.

સ્કં ૧૦. ઉ. ૧૧-૨૯

× × ×

૧૭. માયા એટલે સર્વરૂપ બનવાનું સામર્થ્ય એવું કોઇક શક્તિ તે પ્રયોજન વગરની છે. તેનો પણ સાધન તરીકે સ્વીકાર કરીને ભગવાન આ સર્વ જગતને ઉત્પન્ન કરે છે, પાળે છે તથા નાશ કરે છે.

સ્કં. ૧૦-ઉ. ૮ ૧૫

× × ×

૧૮. જો કે ભગવાન સર્વત્ર એકજ છે, તથા પૂર્ણગુણ છે છતાં જેટલાં ઘટ પટાદિ રૂપો જગતમાં પ્રસિદ્ધ છે બધે ભગવાન જ પોતાનો એક એક ધર્મ મુખ્ય રીતે સ્વા-

વિશ્વપ્રેમ

રીને તે પ્રમાણે પ્રકટ થાય છે એમ માનવું જોઇએ (તમામ પદાર્થો ભગવદ્ધર્મમય છે.)

સ્કં. ૧૦-ઉ. ૧૪-૩૮.

× × ×

૧૯. જે કેવળ ઐહિક સુખને જ માગે છે તેઓ કમનસીબ છે. કમનસીબ માણસોને નિધિ મળે તો પણ પત્થર ઉપર પગ ફેંકે છે. આ કમનસીબનું લક્ષણ છે.

૨૦. ધનથી ખરેખર મદ થાય છે; મદથી જેનો આત્મા ભૂલાઇ ગયો છે. એવો પુરુષ ભગવાનનું સ્મરણ કરતો નથી. તેથી સ્મરણના અભાવમાં સર્વનો નાશ થાય છે.

સ્કં. ૧૦ ઉ. ૪૨-૨૦

× ×